# પ્રકાશનો ઉત્સવ એટલે દીપોત્સવ

- કીર્તિ ઠાકર

દિવાળી એટલે પ્રકાશનો ઉત્સવ, જેમાં વર્ષને અંતે તમામ ઉત્સવમાંનો મહોત્સવ ગણાવી શકાય. નવા વર્ષના આગમનનો આ ઉત્સવ રોશની, જ્ઞાન અને ઉમંગનો સમન્વય છે. તેને અંધકારમાંથી પ્રકાશ તરફ જવાનો સમય કહી શકાય. ગુજરાતમાં આ ઉત્સવ પાંચ દિવસ સુધી સળંગ ઉજવાય છે. ધનતેરસ, કાળીચૌદશ, દિવાળી, બેસતુંવર્ષ અને ભાઈબીજ. દિવાળીના તહેવારની તૈયારી નવરાત્રી અને દશેરા પૂર્ણ થયા પછી તરત શરૂ થઈ જાય છે અને આ ઉત્સવ દેવદિવાળી સુધી ઉજવાય છે.

આખા રાજ્યમાં દિવાળીના પર્વને લોકો સ્વયંભૂ રીતે અને સ્વેચ્છાએ ઉજવે છે. દિવાળીનો તહેવાર મોટા પાયે આખા વિશ્વમાં હિંદુઓ દ્વારા ઉજવાય છે. હિંદુઓ ખાસ કરીને માટીના દીવડાં પ્રગટાવીને ઘરની શોભામાં વધારો કરે છે અને ઘરના આંગણાને પ્રકાશિત કરે છે. મંદિરોને પણ શણગારવામાં આવે છે અને ફટાકડાની આતશબાજીથી આખુંય આભ થનગની ઉઠે છે, ત્યારે પૃથ્વી પર સ્વર્ગ સમું  અને ઉલ્લાસમય વાતાવરણ સર્જાઈ જાય છે. આમ તો દિવાળી વિશે અનેક દંતકથાઓ છે, પણ દરેક દંતકથાઓનું હાર્દ એક જ છે કે આ ઉત્સવ દ્વારા આધ્યાત્મિક પ્રકાશને બહાર લાવવો. એક માન્યતા મુજબ લોકો ઘરના આંગણામાં દીવડા પ્રગટાવીને દેવી લક્ષ્મીજીને પોતાના ઘરમાં આવવાનું આમંત્રણ આપે છે. બીજી એક માન્યતા મુજબ આ ઉત્સવ ભગવાન શ્રીરામ સીતા અને લક્ષ્મણ સાથે ૧૪ વર્ષના વનવાસ બાદ અયોધ્યા પરત ફર્યાની ઉજવણીરૂપે ઉજવાય છે એવી પણ માન્યતા છે.

દિવાળી વ્યાપારીઓ માટે અતિ મહત્વનું પર્વ છે કારણકે હિંદુ કેલેન્ડર મુજબ વ્યવસાયનો હિસાબ-કિતાબ આ દિવસે કરવામાં આવે છે, કેમકે વાર્ષિક રીતે આ દિવસે વર્ષ પૂરું થવાનું ગણવામાં આવે છે, તેથી આ દિવસે વેપારીઓ લક્ષ્મીજીના અને સરસ્વતીના સાંનિધ્યમાં દુકાનની સાફસફાઈ સાથે પૂજા-અર્ચના કરી, નવા હિસાબી ચોપડાઓનું પૂજન કરે છે અને સૂકો મેવો તથા મીઠાઈઓના પ્રસાદ દ્વારા એકબીજાને સોના-ચાંદીના સિક્કાઓ ભેટ આપે છે અને મા લક્ષ્મીજી પાસે ધંધાના વિકાસ માટે આશીર્વાદ માંગે છે.

દિવાળીના દિવસે ઉત્સવ ઉજવીને બીજે દિવસે નૂતન વર્ષના અભિનંદન પાઠવવામાં આવે છે. આ દિવસે લોકો સૌપ્રથમ મંદિરે દર્શન કરે છે અને ભગવાન પાસેથી આશિષ માંગે છે. પછી વડીલોને નમન કરીને તેમના આશીર્વાદ મેળવે છે. વર્ષ સારું જાય, સુખ-સમૃદ્ધિ વધે અને બધાં જ લોકો નિરામય નિરોગી રહે તેવા આશિષવચનો મેળવીને મીઠાઈ દ્વારા અને સૂકા મેવાથી એકબીજાનો સત્કાર કરાવામાં આવે છે.



# અનુક્રમણિકા























અતુલ્ય વારસો®

Know Your Identity

ISSN : 2321- 4880

**નોંધણી નંબર :**

સોસાયટી નોંધણી નં. : ગુજ/૧૪૩૩૬ /અ'વાદ.

જાહેર ટ્રસ્ટ નોંધણી નં. : એફ /૧૪૧૪૯/અ'વાદ.

**પ્રકાશક :**
હિસ્ટોરીકલ એન્ડ કલ્ચરલ રિસર્ચ સેન્ટર(HCRC), અમદાવાદ

**તંત્રી :** કપિલ ઠાકર

**સહતંત્રી :** કિન્નરી શાહ

**સલાહકાર સમિતિ :**

શ્રી પ્રવીણ ક. લહેરી, શ્રી વાય. એસ. રાવત
શ્રી સુભાષ બ્રહ્મભટ્ટ, ડૉ. વિશાલ જોષી
શ્રી કીર્તિ ઠાકર,પ્રો. રફીકા સૈયદ સુલતાના,
ડૉ. પી. એસ. ઠક્કર

**કો-ઓર્ડિનેટર :** રોનક રાણા

**ફોટોગ્રાફર :** નરેન્દ્ર ઓતિયા

**પ્રુફ રીડર :** ધ્રુવા જેટલી

**મુખપૃષ્ઠ ફોટો :**
ઉવારસાદની વાવ
ચિત્રકાર મહેશ વસાવા, ભરૂચ
સભ્ય - કલા પ્રતિષ્ઠાન, સુરત



**Keep in touch with us for Subscribe your "Digital Edition" by :**

9825129703, 9328312363
atulyavarso
@AtulyaVarso001
atulyavarso.magazine
atulyavarso@gmail.com
www.atulyavarso.com


# તંત્રીલેખ



નમસ્કાર મિત્રો,

સૌપ્રથમ તો આપ સૌને દિવાળીની શુભકામનાઓ અને આવનાર નવું વર્ષ આપના માટે મંગલમય રહે તેવી શુભેચ્છાઓ. નવા વર્ષનાં થનાર પ્રારંભ સાથે અમારા વિશે પ્રાથમિક માહિતી અત્રે રજૂ કરી રહ્યો છુ જે આપ સૌને અમારા કાર્યો સાથે જોડવામાં સહયોગી બનશે તેવી મને આશા છે.

ગુજરાત રાજ્ય ઐતિહાસિક અને સાંસ્કૃતિક વિરાસતની દ્રષ્ટીએ ઘણું જ સમૃધ્ધ છે. રાજ્યના શિલ્પ/સ્થાપત્યો અને કલા/સંસ્કૃતિ શિક્ષણ અને પ્રવાસન બંને દ્રષ્ટીએ ખુબ જ અગત્યનાં છે. જો કે આપણા શિલ્પ-સ્થાપત્યો ક્યાંક સચવાયેલી તો ક્યાંક બિન સચવાયેલી અવસ્થામાં છે એ જ રીતે કલા અને સાંસ્કૃતિક વિરાસત પણ લોકજાગૃતિનાં અભાવે મુશ્કેલ અવસ્થામાં છે. ઉપરોક્ત બાબતો યોગ્ય માધ્યમ દ્વારા ઉજાગર થાય અને જનસમુહનાં જોડાણ થકી વિવિધ તબક્કે યોગ્ય વિકાસ થાય તે અતિ આવકાર્ય છે. ઉપરોક્ત હેતુને અનુલક્ષીને વર્ષ ૨૦૦૮થી "હિસ્ટોરિકલ એન્ડ કલ્ચરલ રીસર્ચ સેન્ટર" ની સ્થાપના કરવામાં આવી અને રાજ્યમાં ઐતિહાસિક અને સાંસ્કૃતિક બાબતોનાં વિકાસ માટે લોકજોડાણ અને વિવિધ સંસ્થાઓ અને સરકાર સાથે સંકલન કરી પ્રયત્નો હાથ ધરવામાં આવ્યા.

અમારા પ્રયાસોને વધુ અસરકારક બનાવવા અને વધુને વધુ લોકોનું જોડાણ વધારવા વર્ષ ૨૦૧૩થી "અતુલ્ય વારસો" સામયિકનો પ્રારંભ કરવામાં આવ્યો, જેનો મુખ્ય હેતુ રાજ્યની કલા, સંસ્કૃતિ, પુરાતત્વ, સ્થાપત્યનો પ્રચાર પ્રસાર કરી પ્રવાસન દ્રષ્ટીએ તેના વિકાસને વેગ મળે તે માટેનો છે.

વર્તમાન સમયમાં "અતુલ્ય વારસો" સામયિક વિશ્વનાં જુદા જુદા દેશોમાં વસતા સૌ ગુજરાતીઓ અને રાજ્યનાં નાના-મોટા ગામડાઓમાં વસતા ગુજરાતીઓને મળીને કુલ ૩૦,૦૦૦ થી પણ વધારે લોકો સુધી પહોંચે છે અને અમે પણ એવો જ પ્રયત્ન કરીએ છીએ કે અતુલ્ય વારસોનો દરેક સભ્યો સાથે સીધો સંપર્ક હોય જેના થકી અમે અમારી સેવાકીય પ્રવૃતિઓમાં પણ તમામ સભ્યોને જોડી શકીએ.

અતુલ્ય વારસો એ માત્ર પ્રકાશન નથી પણ એક અભિયાન છે જેનો મુખ્ય હેતુ લોકજોડાણ થકી હેરીટેજને ઉજાગર કરી તેનો પ્રવાસન દ્રષ્ટીએ તરીકે વિકાસ કરવો જેથી આપણો વારસો પણ સચવાય અને સ્થાનિક સ્તરે રોજગારીની તકો ઊભી થાય. અંતે એ જ કહેવું છે કે આવો સાથે મળીને હેરીટેજનું જતન કરીએ અને અતુલ્ય વારસો સાથે આપનું જોડાણ અમોને અમારી વિવિધ સેવાકીય પ્રવૃતિઓમાં મદદરૂપ બનશે.

જય હિંદ

- કપિલ ઠાકર

# ચાંપાનેર – પાવાગઢ

- કપિલ ઠાકર

ફોટોગ્રાફ્સ - ઉર્વશી પરમાર

વિશ્વમાં અનેક એવા પ્રાચીન કેન્દ્રો છે કે જેને જોઈને મનમાં એક નવીન લાગણી પેદા થાય અને બનાવનાર શાસક અને કારીગર પ્રત્યે માનની લાગણી પેદા થાય. એવી જ લાગણી ચાંપાનેર પાવાગઢને જોઈને થાય છે. જેની કલાની કદર વિશ્વકક્ષાએ થઈ છે અને યુનેસ્કો દ્વારા "વર્લ્ડ હેરિટેજ સાઈટ" તરીકે તેને ઘોષિત કરવામાં આવી છે. ગુજરાતમાં વર્લ્ડ હેરિટેજ સાઈટનો દરજ્જો પાટણની રાણકી વાવ, અમદાવાદ શહેર, કચ્છનું અભ્યારણ્ય અને ધોળાવીરાને પણ મળેલ છે.



વનરાજ ચાવડાના મંત્રી ચંપાએ આ નગર બંધાવ્યું અને તેના નામ પરથી આ નગરનું નામ ચાંપાનેર પડ્યું હોવાનું મનાય છે. આ પરંપરા પ્રમાણે ઈ.સ. ૯મી સદીથી અહીંના નગરની શરૂઆત થાય છે. પરંતુ, રાવણ નદીના કાંઠે મળતા પત્થરના ઓજારો આ નગરને ઘણા પ્રાચીનકાળમાં લઈ જાય છે. ઈસવીસન પહેલી શતાબ્દીમાં અહીં માનવ વસવાટ થયો હતો એવું પ્રાપ્ત અવશેષોમાંથી જાણવા મળે છે. આશરે ઈ.સ. ૧૩૦૦માં ચૌહાણોએ અહીંયા રાજધાની સ્થાપી અને ૧૪૮૪ સુધી પોતાની સ્વતંત્રતા ટકાવી રાખી. ત્યારબાદ આ નગર મહમૂદ બેગડાએ જીતીને અહીં પોતાની રાજધાની બનાવી અને મહમ્મદ આબાદ નામ આપ્યું, તેમજ અહીંની ટંકશાળમાં પોતાનું નાણું તૈયાર કર્યું. શહેરનો વિકાસ ઝડપી હતો પરંતુ, ૧૫૩૫માં સુલતાન બહાદુરશાહના રાજ્યકાળમાં દિલ્હીના બાદશાહ હુમાયુએ ચાંપાનેર પર હુમલો કર્યો ત્યારબાદ ત્યાંથી રાજધાની બદલવામાં આવી અને ધીમેધીમે શહેરની અવગતિ થઈ તેમાંથી તેની સ્થિતિ હજુ સુધી સુધરી નથી.

ચાંપાનેર પાવાગઢમાં આવેલા સ્મારકોમાં લકુલીશ મંદિર આશરે ૧૦-૧૧મી સદીનું સૌથી જૂનું મંદિર છે. તેમાં પ્રવેશચોકી, ગૂઢમંડપ અને અંતરાલના ભાગો અસ્તિત્વ ધરાવે છે. તેના મંડોવર પર બ્રહ્મા, વિષ્ણુ, શિવ, ગજેન્દ્ર, મોક્ષ અને દક્ષિણામૂર્તિ, વીરભદ્ર, અંધકાસુર જેવા દેવ-દેવીઓના આકર્ષક શિલ્પો છે. તે ઉપરાંત, સુરસુંદરી, સાધુઓ, ગણ, વ્યાલ આદિ મનોરમ્ય શિલ્પસમૃદ્ધિ છે.

પર્વત પરના બીજા મહત્વના સ્મારકોમાં પતાઈ રાજાનો મહેલ, નવલખા કોઠારને નામે જાણીતો મહેલ તથા મકાઈ કોઠાર તરીકે જાણીતું દુર્ગરક્ષકનું સ્થાન, જૈન દેરાસરો, તળાવ, ટાંકા આદિની ગણના થાય છે. મૌરીયા પરથી ટકોરખાના, તારાગઢ, લકડીપુલ, માચી, બુઢિયાદરવાજો, અટક દરવાજાઓવાળી કિલ્લેબંધી નીચે ઉતરે છે. કિલ્લેબંદીની પાછળની ઢેકલી કે મંજનિકની રચના પશ્ચિમ ભારતમાં અનોખી છે. પર્વત પરના નીચેના ભાગમાં મહેમૂદ બેગડાએ સ્થાપેલા ચાંપાનેર નગરના શાહી મહેલનો સમચોરસ કિલ્લો છે. બુરજોથી સુરક્ષિત આ કિલ્લાના પ્રવેશદ્વાર પાસેના ગોખ મનોહર છે. રાજમહેલનો વિસ્તાર માંડવી નામે ઓળખાતા પ્રવેશદ્વાર તરીકે બીજા ભાગોથી છૂટો પડે છે.

શાહી કિલ્લાની બહાર જુમ્મા મસ્જિદની ભવ્ય ઈમારતની સુવ્યવસ્થિત રચનાનાં વિવિધ અંગો ભારતીય ઈસ્લામી સુશોભનનું આગવું મહત્વ ધરાવે છે. તેનાં પાંચ મનોહર પ્રવેશદ્વારો, તેની પારદર્શક સુશોભિત કોતરણી આકર્ષક છે. તેના મકસુરાની પાંચ કમાનો પાસેના છજા, સુંદર મિનારા અને મુખ્ય કમાન પાસેનું છજું તેની શોભામાં વધારો કરે છે.



ચાંપાનેરની ઈમારતો ગુજરાતની સ્થાનિક શૈલીના મહત્વના નમૂના છે. તેમાં નગીના મસ્જિદ અને તેની પાસેનો સુશોભિત મકબરો, કેવડા મસ્જિદ, શહેરની મસ્જિદ, લીલા ગુંબજવાળી મસ્જિદ, સાત કમાનો, હેલિકલ વાવ, ગેબનશાની વાવ, વડા તળાવ પરની ખજૂરી મસ્જિદ અને કબૂતરખાના ટાંકા, રસ્તાઓ વગેરે ઘણા જ મહત્વના અને અતિસુંદર સ્થાપત્યો અહીં જોવા મળે છે. ઉપરોક્ત બાબતને કારણે જ યુનેસ્કો તરફથી ૩ જુલાઈ, ૨૦૦૪ના રોજ ચાંપાનેર-પાવાગઢને વિશ્વ હેરીટેજનો દરજજો અપાયો. ચાંપાનેર પાવાગઢની મુલાકાત દરેક ગુજરાતી અને દુનિયાના કોઈપણ પ્રવાસીને તેમજ સંશોધકોને ઉત્સાહિત કરનારી છે. અહીં ફરવા માટેનો સૌથી શ્રેષ્ઠ સમય શિયાળો છે તેમજ રહેવા માટે ગુજરાત પ્રવાસન નિગમની તોરણ હોટલ ઉપરાંત ખાનગી હોટલો અને ધર્મશાળાઓ પણ મળી રહે છે. પાવાગઢ ચાંપાનેર માટે નિયમિત સરકારી બસો અને ખાનગી વાહનો સમયાંતરે મળી જ રહે છે તેમ છતાં, પ્રાઈવેટ વાહન હોય તો વધુ સારી રીતે સમગ્ર વિસ્તારની મુલાકાત લઈ શકાય તેમ છે. અહીં પ્રવાસન વિભાગ તરફથી ટ્રેનિંગ પામેલા ગાઈડ પણ સહેલાઈથી મળી શકે છે જે અજાણ્યા સંશોધકો અને પ્રવાસીઓ માટે ઘણાં ઉપયોગી સાબિત થઈ શકે છે.



# સુંદરબન



- મનીષ વૈદ્ય

ભારતના પૂર્વ ભાગમાં આવેલ સુંદરબનનું જંગલ અનેકે જૈવિક વૈવિધ્યતાથી ભરેલ છે, જે વિશ્વનો સૌથી મોટો એક માત્ર રોયલ બંગાળ વાઘનો ચેરના જંગલોનો અને પાણીથી ભરેલ ભાગ છે. સુંદરબનનું જંગલ ભારત અને બંગલાદેશમાં ફેલાયેલ છે. જેના વાઘ ભારત અને બાંગલાદેશની સરહદ ઓળંગીને સ્થળાંતર કરતા હોય છે. સુંદરબનનું જંગલ ભારત અને બાંગ્લાદેશમાં આશરે ૧૦,૦૦૦ ચોરસ કિલોમીટર જેટલું છે, જેમાંથી ૪૦% ભારતમાં આવેલું છે જેની ૬૦% મિલકત બાંગ્લાદેશમાં આવેલી છે. સુંદરબન ઘણી દુર્લભ અને વૈશ્વિક સ્તરે જોખમી વન્યપ્રાણી પ્રજાતિઓનું ઘર છે જેમ કે ખારા પાણીના મગર રોયલ બંગાળ વાઘ (પાંથેરા ટાઈગ્રિસ), જળ મોનિટર ગરોળી (વારાનસ સાલ્વેટર), ગૅંગેટિક ડોલ્ફિન (પ્લેટિનીસ્ટા ગૅંગેટિકા) અને ઓલિવ રિડલી ટર્ટલ (લેપિડોચેલીઝ ઓલિવાસીઆ). ભારતનું જંગલ સુંદરવન ટાઈગર રિઝર્વ અને ૨૪ પરગના (દક્ષિણ) વન વિભાગમાં વહેંચાયેલું છે. જે બંગાળના ઉપસાગર પર આવેલ છે.

યુનેસ્કો વર્લ્ડ હેરિટેજ કમિટીએ ૧૯૯૭ માં સુંદરવનના બાંગ્લાદેશ ભાગને હેરિટેજ સાઈટ તરીકે ઘોષિત કર્યો હતો, તેના એક ભાગ પછી આ વિસ્તારને  ભારતીયમાં આવેલ ભાગ ને વિશ્વ હેરિટેજ સાઈટ તરીકે નક્કી કરવામાં આવ્યું. ગોસાબા, સુંદરવનના ભારતીય ભાગમાં સૌથી મોટું વસ્તી ધરાવતો ટાપુ છે, જેમાં સુંદરબનના કુલ વિસ્તારના ૪૦ ટકા ભાગનો સમાવેશ થાય છે. બાંગ્લાદેશના દક્ષિણ એશિયા વિસ્તારમાં (દ્દશ્યમાન) અને ભારતના વિશ્વનો સૌથી મોટો ડેલ્ટા ગંગા ડેલ્ટા પ્રકાશિત થાય છે. બંગાળની ખાડી સાથે આશરે-૩૫૦૦ કિલોમીટર પહોળો ડેલ્ટા મેદાન ગંગા, બ્રહ્મપુત્રા અને મેઘના નદીઓના સંગમ દ્વારા રચાયેલ છે.

સુંદરવન મૅંગ્રોવ જંગલ, વિશ્વના આવા સૌથી મોટા જંગલોમાંનું એક (૧૪૦,૦૦૦ હેક્ટર), તે ભારતના સુંદરવન વર્લ્ડ હેરિટેજ સાઈટની સરહદની બાજુમાં ૧૯૮૭ માં લખાયેલું છે. આ સ્થળ ભરતી જળમાર્ગો, મડફ્લેટ્સ અને મીઠા-સહિષ્ણુ મૅંગ્રોવ જંગલોના નાના ટાપુઓના જટિલ નેટવર્ક દ્વારા છેદે છે, જે વર્તમાન ઈકોલોજીકલ પ્રક્રિયાઓનું ઉત્તમ ઉદાહરણ રજૂ કરે છે. આ વિસ્તાર તેની પ્રાણીસૃષ્ટિની વિશાળ શ્રેણી માટે જાણીતું છે, જેમાં ૨૬૦ પક્ષી જાતિઓ, અનેક જળચર પ્રાણીઓ, માછલીઓ અને કાચબાઓ નું રહેઠાણ છે.








# બેટરી સંચાલિત વાહન અપનાવીએ, પર્યાવરણનું જતન કરીએ...






| ધોરણ-૯ થી ૧૨ તથા કોલેજના વિદ્યાર્થીઓ માટે<br>**દ્વિ ચક્રી વાહન યોજના** | વ્યક્તિ / સંસ્થા માટે<br>**ત્રિ ચક્રી વાહન યોજના** |
|---|---|
| રાજ્ય સરકાર દ્વારા<br>પ્રતિ વાહન<br>**રૂ. ૧૨,૦૦૦/-**<br>ની સહાય | રાજ્ય સરકાર દ્વારા<br>પ્રતિ વાહન<br>**રૂ. ૪૮,૦૦૦/-**<br>ની સહાય |

**યોજનાકીય માહિતી તેમજ**
**વાહનોના અધિકૃત ઉત્પાદક, મોડેલ તથા ભાવ**
**GEDA ની વેબસાઈટ www.geda.gujarat.gov.in ઉપર ઉપલબ્ધ છે.**

અરજીપત્રક ઉત્પાદક તથા મોડેલની પસંદગી કરીને
તારીખ ૩૧ ડિસેમ્બર, ૨૦૨૦ સુધીમાં પસંદ કરેલ ઉત્પાદકોના ડીલર્સ / જેડા કચેરીમાં જમા કરાવવાનાં રહેશે.

**બેટરી સંચાલિત વાહન અપનાવીએ અને શુદ્ધ હવા સાથે સસ્તી અને સુરક્ષિત સવારી કરીએ.**
– શ્રી નીતિનભાઇ પટેલ, માન. નાયબ મુખ્યમંત્રી, ગુજરાત



GEDA
ગુજરાત ઊર્જા વિકાસ એજન્સી
GUJARAT ENERGY DEVELOPMENT AGENCY

ગુજરાત ઊર્જા વિકાસ એજન્સી,
ચોથો માળ, બ્લોક નં. ૧૧-૧૨, ઉદ્યોગ ભવન, સેક્ટર-૧૧, ગાંધીનગર.
સંપર્ક : ફોન : ૦૭૯-૨૩૨૫૭૨૫૧, ૫૩ • ઈ-મેલ : director@geda.org.in
વેબ સાઈટ : www.geda.gujarat.gov.in

# Catacombs of Paris

- રોનક રાણા

ફોટોસંદર્ભ : ઈન્ટરનેટ



પ્રેમના પ્રતીક તરીકે ઓળખાતા પેરિસ શહેર વિશે તો તમે સાંભળ્યું હશે! પરંતુ, શું તમે એ જાણો છો કે આ ‘સિટી ઓફ લવ’ તરીકે જાણીતા પેરિસમાં આશરે ૧૭૦ માઈલ જેટલી ભૂગર્ભ ગુફાઓ આવેલી છે અને આ ગુફાઓમાં દફન થયેલો છે પેરિસ શહેરનો ડરામણો ઈતિહાસ.

આ ગુફાઓના આશરે બે કિલોમીટર જેટલા વિસ્તારમાં વિસ્તરેલ કેટાકોમ્બ્સ (પ્રાચીન સમયની એક ભૂગર્ભશ્રેણી કે રસ્તાઓ જેમાં મૃત વ્યક્તિઓને દફનાવવામાં આવતા) પેરિસની સૌથી ભયાનક જગ્યા છે જે આજે લોકો માટે આકર્ષણનું કેન્દ્ર બની છે. પેરિસ કેટાકોમ્બ્સનો ઈતિહાસ અઢારમી સદીમાં શરૂ થાય છે. ૧૮૦૯માં કેટાકોમ્બ્સને લોકો માટે ખોલવામાં આવી. કેટાકોમ્બ્સની રચના તેને જોવા આવનાર લોકોને ઉત્સાહિત કરી દે છે.

પેરિસના સત્તાવાળાઓએ એક સરળતાથી સુલભ સ્થળની પસંદગી કરી હતી, જે તે સમયે રાજધાનીની બહાર સ્થિત હતી. મોન્ટ્રોજના મેદાન હેઠળ ભૂતપૂર્વ ટોમ્બે-ઈસોઈરની ખાણકામ ઓછામાં ઓછી પંદરમી સદીથી અને ત્યારબાદ ત્યજી દેવાયેલી કામગીરી પછી, આ કવોરીઝ ભુલભુલામણીનો એક નાનો ભાગ હતો જે શહેરની આસપાસ આશરે ૮૦૦ હેક્ટરમાં વિસ્તર્યો હતો. સ્થળની તૈયારી અને હાડકાના સ્થાનાંતરણની સંસ્થા, ચાર્લ્સ એક્સેલ ગિલાઉમોટને સોંપવામાં આવી હતી, જે જનરલ કવેરી (એક સ્થાન જ્યાં માનવહાડપિંજર સંગ્રહિત કરવામાં આવે છે) ઈન્સ્પેક્શન વિભાગના નિરીક્ષક હતા. આ વિભાગની સ્થાપના લુઈસ સોળમા દ્વારા ૪ એપ્રિલ, ૧૭૭૭ ના રોજ થઈ હતી, જેનું લક્ષ્ય અઢારમી સદીના મધ્યમાં પેરિસ હેઠળના જમીનના મોટા પતન પછી ત્યજી દેવાયેલી ખાણોને એકીકૃત કરવાનું હતું.

સૌપ્રથમ ૧૭૮૫ થી ૧૭૮૭ દરમિયાન પેરિસનું સૌથી મોટું કબ્રસ્તાન, જે સંતો-નિર્દોષ લોકોનું કબ્રસ્તાન હતું, તેને ખાલી કરવામાં આવ્યું હતું. જે લગભગ દસ સદીઓથી સતત ઉપયોગ પછી ૧૭૮૦ માં બંધ થઈ ગયું હતું. પેરિસિયન વસ્તી અને ચર્ચ તરફથી પ્રતિકૂળ પ્રતિક્રિયાઓ ટાળવા માટે મૃતદેહ અને અસ્થિઓ માટેના ભોંયરામાંથી કબરો અને સામાન્ય કબરોના પરિવહન રાત્રીના સમયે કરવામાં આવતા હતા.

હાડકાંને બે કવોરી કૂવામાં ફેંકી દેવામાં આવતા હતા અને ત્યારબાદ કવોરી કામદારો દ્વારા તેને ગેલેરીઓમાં વહેંચી દેવાયા હતા. પેરિસના કેન્દ્રમાં, સેન્ટ-યુસ્તાચે, સેન્ટ-નિકોલસ-ડેસ-ચેમ્પ્સ અને બર્નાર્ડિન્સ કન્વેન્ટ જેવા પેરોક્લિયલ (પાદરીઓના વિસ્તારના) કબ્રસ્તાનોના દમન સાથે, ૧૮૧૪ સુધી ફ્રેન્ચ ક્રાંતિ પછી સ્થાનાંતરણો ચાલુ રહ્યા. ૧૮૫૯માં, લુઈસ-ફિલિપ દ્વારા શહેરના નવીનીકરણ દરમિયાન અને ૧૮૫૯ થી ૧૮૬૦ દરમિયાન શહેરના હૌસ્માનિયન પુનઃનિર્માણ દરમિયાન, તેમની ફરી શરૂઆત કરવામાં આવી. એપ્રિલ ૭, ૧૭૮૬ના રોજ આ સ્થળને "પેરિસ મ્યુનિસિપલ ઓશ્યુરી" તરીકે પવિત્ર કરવામાં આવ્યું હતું અને તે સમય પછી, રોમન કેટાકોમ્બ્સના સંદર્ભમાં, “કેટાકોમ્બ્સ” (પ્રાચીન સમયની એક ભૂગર્ભશ્રેણી કે રસ્તાઓ જેમાં મૃત વ્યક્તિઓને દફનાવવામાં આવતા)ના પૌરાણિક નામ પર, તેનું નામ ‘કેટાકોમ્બ્સ ઓફ પેરિસ’ રાખવામાં આવ્યું હતું.

૧૮૦૯માં શરૂ કરીને, કેટાકોમ્બ્સને નિમણૂક (એપોઈન્ટમેન્ટ) દ્વારા લોકો માટે ખોલવામાં આવ્યા. સર્કિટના અંતે એક રજિસ્ટર મૂકવામાં આવ્યું હતું, જ્યાં મુલાકાતીઓ તેમના અનુભવ લખી શકે. અને તે ખૂબ જ ઝડપથી ભરાઈ ગયું કારણ કે, કેટાકોમ્બ્સ ફ્રેન્ચ અને વિદેશી મુલાકાતીઓથી ઝડપથી ભરાઈ ગયું હતું. જેમ-જેમ વર્ષો વીતતા ગયા તેમ, આ સ્થળ ઘણા પ્રખ્યાત વ્યક્તિઓનું આરામસ્થળ બની ગયું. આ સમયે પેરિસ કેટકોમ્બ્સ અધિકૃતતાની જરૂરિયાત (એપોઈન્ટમેન્ટ) વગર લોકો માટે ખુલ્લું મુકાયેલ છે.



# સૂર્ય સ્તુતિ અને પ્રતિમા

- જવાહર મહેતા
ફોટોસંદર્ભ : ટીમ અતુલ્ય વારસો

આદિદેવ નમસ્તુભ્યં પ્રસીદ મમ ભાસ્કર:,
દિવાકર નમસ્તુભ્યં પ્રભાકર નમોસ્તુતે
(આદિદેવ સૂર્યનારાયણ તમને નમું છું. પ્રકાશ આપનાર હે ભાસ્કર તમે પ્રસન્ન થાઓ.)
આદિત્યસ્ય નમસ્કારં યે કુર્વન્તિ દિને દિને,
જન્માન્તરસહસ્ત્રેષુ દારિદ્રયં નોપજાયતે ।।
(જે માણસો હરહંમેશ સૂર્યને નમસ્કાર કરે છે, તેમને હજારો જન્મોમાં દરિદ્રતા આવતી નથી.)

સંસ્કૃત મહાકવિ બાણના જમાઈ કવિ મયૂરે સૂર્યદેવની સ્તુતિ માટે સૂર્યશતકની રચના કરેલ. ભારતમાં ઘણા કવિઓએ સૂર્યની પ્રાર્થના માટે કાવ્યોની રચના કરી છે. પૃથ્વી ઉપર જે પ્રાણીઓ અને જીવન છે, ઋતુ પ્રમાણે ધરતી માતા જે વનસ્પતિ પેદા કરે છે તે સર્વેનો આધાર સૂર્ય છે. માનવ, વૃક્ષો, નાગ વગેરે જેવા કુદરતી તત્વોની પૂજા કરતો થયો તેમાં સૌથી પ્રથમ તેણે ચરાચરના આત્મા તરીકે ગણાતા સૂર્યને મહત્વનું સ્થાન આપીને સૂર્યપૂજા શરૂ કરી. લોકો સૂર્યને દેવ તરીકે માનતા હતા. પ્રથમ વેદ ઋગ્વેદમાં સૂર્યને આત્મા તરીકે ઓળખાવેલ છે. સૂર્યના સવિત, પૂષન, ભગ, વિવસ્વત, રૂદ્ર, મિત્ર, અર્યમત, વરૂણ, દક્ષ, અંશ, માર્તંડ, ધાતૃ, તપન, ઈન્દ્ર, ત્વષ્ટ, સપ્તરશ્મિ, ભાનુ અને વિષ્ણુ જેવા નામોનો ઉલ્લેખ વેદો અને પુરાણોમાં મળે છે અને તે સ્વરૂપે સૂર્યની પૂજા કરવામાં આવતી હતી. આ પૈકી સૂર્યના બાર નામો જુદા-જુદા ગ્રંથોમાં જુદી-જુદી રીતે દર્શાવેલાં છે. શ્રુતિ અને સ્મૃતિમાં, મહાકાવ્યો રામાયણ અને મહાભારતમાં સૂર્યપૂજાનું મહત્વ દર્શાવવામાં આવેલ છે. રામચંદ્ર ભગવાન સૂર્યવંશી હતા અને તેમના પૂર્વજો અને વંશજો સૂર્યની પૂજા અને આરાધના કરતા હતા. વેદકાળમાં જે ગાયત્રી મંત્રના જપ અને પૂજા કરવામાં આવતા હતા અને જે આપણે આજે પણ કરીએ છીએ તે પણ સૂર્યની ઉપાસનાનો જ મંત્ર છે એમ કહેવાય છે. સૂર્યના પૂજકોનો વર્ગ સૌર નામે ઓળખાતો હતો અને તે સંપ્રદાયના લોકો સૂર્યપૂજા માટે રાતા રંગનું તિલક કરતા હતા અને રાતા પુષ્પની માળા પહેરતા હતા તેમજ ગાયત્રી મંત્રનો જાપ કરતા હતા. હિંદુ સનાતન ધર્મમાં સૂર્યપૂજાના વિવિધ અનેક મંત્રો છે અને અમુક મંત્રોચ્ચાર સમયે સૂર્યનમસ્કારના આસનો પણ દર્શાવેલા છે. પ્રાચીન સમયમાં ઈટાલીની રાજધાની રોમમાં રોગ નિવારણ અને સ્વાસ્થ્ય જાળવણી સૂર્ય ચિકિત્સા દ્વારા કરતા હતા.

પ્રભાતના સૂર્યના કિરણોથી થતી ચિકિત્સાક્રોમોપેથી તરીકે ઓળખાતી. રોમની પ્રજા સૂર્યને “સોલ” કહેતી અને ગ્રીસના લોકો સૂર્યને “હેલિયોજ” કહેતા. અથર્વવેદમાં સૂર્યના સાત નામ છે. સૂર્યના કિરણોમાં સાત રંગ છે તેવું વૈજ્ઞાનિકો માને છે. સૂર્યને સપ્તરશ્મિ કહે છે. સૂર્યના સાત અશ્વો સાત રંગના પ્રતીક છે એમ કહેવાય છે. ઈરાન તરફના લોકો અને ખાસ કરીને અગ્નિખૂણામાં શકદ્વીપ વિસ્તારમાં રહેતા મગ બ્રાહ્મણો જે આર્યો હતા તેઓ સૂર્યપૂજક હતા અને તેમણે સૂર્યપૂજાનો પ્રચાર કર્યો હતો. ઈરાનથી જ્યારે પારસીઓ ભારત આવ્યા ત્યારે તેઓ મગ નામથી જાણીતા હતા એમ અલબીરૂની નોંધે છે. ઈ.સ. પૂર્વે એટલે કે બે હજાર વર્ષ પહેલાં પશ્ચિમ એશિયાની મિટ્ટાનિયન નામની આર્ય જાતિ સૂર્યપૂજક હતી. ભારતમાં પણ સૂર્યપૂજાના સંપ્રદાયનો વિકાસ થયો હતો. બેબિલોનનો રાજા પોતાને સૂર્યપૂજક કહેવડાવતો. ઈજિપ્ત અને મેક્સિકોમાં ચાર હજાર વર્ષ પૂર્વેની સૂર્યની પ્રતિમાના અવશેષો મળ્યા છે. આજે જાપાન એ ઉગતા સૂર્યનો પ્રદેશ કહેવાય છે. વૈજ્ઞાનિકોની દ્રષ્ટિએ સૂર્ય એટલે એક ધગધગતો ગોળો છે જે હાઈડ્રોજન, હિલિયમ અને મેટલ જેવા પદાર્થોનો વાયુ ધરાવે છે. તે પૃથ્વીથી ૧૫ કરોડ કી.મિ.ના અંતરે છે અને પૃથ્વીથી ૧૩ લાખ ગણો મોટો છે. પહેલા સૂર્યને દેવ તરીકે માનવામાં આવતો હતો અને ત્યારે વૈદિક વિધિવિધાન સમયે ચક્ર કે સોનાની વર્તુળાકાર તાસક કે કમળના ફૂલનો સૂર્યના પ્રતીકરૂપે ઉપયોગ કરવામાં આવતો, જે પછી સૂર્યની માનવ સ્વરૂપે કલ્પના કરવામાં આવી છે. માન્યતા પ્રમાણે સૂર્યના બે પુત્રો છેઃ એક શનિદેવ અને બીજા યમદેવ. મહાભારતનો કર્ણ પણ પાંડુરાજની પત્ની કુંતીમાતાના પેટે સૂર્યમંત્રથી જન્મ્યો હતો. રામાયણનો સુગ્રીવ પણ સૂર્યપુત્ર મનાતો હતો.

સૂર્યને ચાર પત્નીઓ (૧) રાજ્ઞી (૨) રિમુભા (૩) છાયા અને (૪) સુવર્ચસા તથા ઉષા અને પ્રત્યૂષા નામની બે અનુચરીઓ હોવાનું માનવામાં આવે છે. સૂર્યના સારથીનું નામ અરુણ છે. જ્યોતિષશાસ્ત્રમાં સૂર્ય પાપ ગ્રહ મનાય છે. અન્ય ગ્રહોમાં ગુરુ, બુધ, શનિ, શુક્ર, મંગળ, ચંદ્ર, રાહુ અને કેતુ છે. સૂર્યની રાશિ સિંહ છે, જ્યાં તે સ્વગ્રહી બને છે અને મેષ રાશિમાં તે ઉચ્ચ સ્થાને હોય છે. તુલા રાશિમાં તે નીચનો બને છે. સૂર્ય લગભગ એક માસ જેટલો સમય દરેક રાશિમાં રહે છે. તે દર મહિનાની બારમી તારીખથી સોળમી તારીખ સુધીમાં રાશિ બદલે છે. મકર રાશિમાં સૂર્ય પ્રવેશે ત્યારે મકરસંક્રાંતિ કહેવાય છે. ધન અને મીન રાશિનો અધિપતિ ગુરુ છે અને સૂર્ય આ રાશિમાં આવે છે તે સમયને ધનારક અને મીનારક કહે છે જે કમૂરતનો સમય છે એમ માન્યતા છે. માણેકનું નંગ સૂર્યનું નંગ મનાય છે.

**સૂર્ય પ્રતિમા :**

ભારતીય મૂર્તિવિધાનમાં સૂર્યને માનવાકારે બે જાતના સ્વરૂપે દર્શાવેલ છે. એક સ્વરૂપ એવું છે કે સૂર્યદેવના બે હાથમાં કમળ હોય અને કમલાસન પર બિરાજમાન હોય અને બીજા સ્વરૂપે ચાર હાથવાળા સૂર્યદેવ સાત ઘોડાવાળા મહારથમાં બેસીને લંગડા સારથી અરુણ વડે હંકારાતા રથમાં દર્શાવ્યા છે. સૂર્યના ચાર હાથ પૈકી બે હાથમાં ખીલેલાં કમળ હોય છે અને બે હાથમાં ઘોડાની લગામ હોય છે. બંને બાજુ તેમની અનુચરીઓ પાસે તીર અને કામઠાં હોય છે જેનાથી તેઓ અંધકારનો નાશ કરે છે. તેમની ચાર પત્નીઓ હોય છે. સાત અશ્વો, સાત વાર, સાત રંગ અને લગામ સમસ્ત વિશ્વ પરનો તેમનો કાબૂ બતાવે છે. ખીલેલાં કમળ ઉગતા સૂર્યનું પ્રતીક છે. રથના બે પૈડાં માસના શુક્લપક્ષ અને કૃષ્ણપક્ષ છે. રથમાં જે સિંહધ્વજ છે તે ધર્મનું પ્રતીક છે. સૂર્યની બાજુમાં એક-એક પુરુષાકૃતિ હોય છે જે પૈકી ડાબી બાજુની આકૃતિ પાસે તલવાર કે દંડ હોય છે જેને સુન્દ કે દંડનાયક કહે છે જ્યારે જમણી બાજુમાં લાંબી દાઢી અને મોટા પેટવાળા પિંગળની પાસે ખડિયો અને કલમ હોય છે. કોઈક જગ્યાએ સૂર્યદેવના માથાની બાજુમાં ઉડતા ગાંધર્વો હોય છે. પ્રાચીન સમયમાં સૂર્ય પ્રતિમાઓ આદિત્યેશ્વર, સાંબાદિત્ય, બાલાર્ક, કોટયાર્કના નામે પૂજાતી હતી.

બૃહદ્સંહિતા તથા અન્ય ગ્રંથોના આધારે સૂર્યની પ્રતિમાના સ્વરૂપ જોઈએ તો પ્રતિમાના નાક, કપાળ, જંઘા, સાથળ, ગાલ અને છાતી થોડાક આગળ પડતા હોવાથી કવચ જે કુશાન સમયના પહેરવેશને મળતું બખ્તર પહેરેલી હોય છે, જે ઈરાની અસર બતાવે છે. સૂર્યની ઉભી પ્રતિમા લશ્કરી પોશાકવાળી હોય છે, જેમાં તેમને ઊંચા બૂટ અને કેડે અવિયાંગ એટલે પારસીઓ જે પહેરે તેવી જનોઈ હોય છે. સૂર્યદેવને માથે રત્નજડિત મુગટ હોય છે અને તેમનો ચહેરો શાંત અને હસતો હોવો જોઈએ. સૂર્યની પ્રતિમાનું વર્ણન વિષ્ણુધર્મોત્તરપુરાણમાં છે, જેમાં સૂર્યના બાર આદિત્યોનો ઉલ્લેખ છે જે બાર મહિના માનવામાં આવે છે. બાર આદિત્યોમાંથી દસ આદિત્યોને ચારભુજાઓ છે અને બે આદિત્યોને દ્વિભુજ કહે છે.

તેરમી સદી પછી સૂર્યપૂજા ઓછી થઈ. સૂર્યપૂજા વિષ્ણુપૂજામાં ભળી ગઈ. નવા સૂર્યમંદિરોના નિર્માણ બંધ થયા. સૂર્ય, વિષ્ણુ અને શિવ કે બ્રહ્માની સંયુક્ત પ્રતિમાઓ જે હરિહરપિતામહાર્ક તરીકે ઓળખાય છે તેવી પ્રતિમાઓનું નિર્માણ થયું. આવી પ્રતિમાઓ વાલમ ખાતે, દેલમાલના લિંબોજી માતાના મંદિરે, ભાંખર ગામે અને ઝાલરાપાટણ તથા ઉમતા ખાતે જોવા મળે છે.

થાણા, બંગાળ અને મધ્ય હિંદની કેટલીક આદિવાસી પ્રજા સૂર્યને પૂજે છે. સુરતના ચૌધરી જાતિના લોકો સૂર્યદેવનો વરઘોડો કાઢતા અને એક વૃક્ષ નીચે સૂર્યદેવની સ્થાપના કરી પૂજા કરતા હતા. સૂરત પાસેનું રાંદેર ગામ સૂર્યના પત્ની રાંદલના નામ પરથી અપભ્રંશ થઈ પડ્યું હશે એમ મનાય છે. બે હાથમાં કમળ, શરીરે બખ્તર, કાનમાં કુંડળ, કેડે જનોઈ કે કંદોરો અને ઊંચા બુટ પહેરેલી સૂર્યની પ્રતિમા સવિતાનારાયણ, ભાનુ, મિત્ર, આદિત્ય, રવિ વગેરે નામથી ઓળખાય છે. જેને આજે પણ શ્રદ્ધાળુઓ જળનો અર્ધ્ય આપે છે.

**સૂર્યમંદિરઃ**

પુરાણોની કથા મુજબ ભગવાન શ્રીકૃષ્ણના પુત્ર સાંબેને કોઢ થયો હતો અને તેના માટે શકદ્વીપમાં પૂજા કરવાથી કોઢ મટી જતાં તેણે સૌપ્રથમ સૂર્યમંદિરનું નિર્માણ મુલસ્થાનપુરમાં એટલે કે હાલના પાકિસ્તાનના મુલતાન શહેરમાં કરાવ્યું હતું. ચીની યાત્રી હ્યુ એન સ્વાંગની સાતમી સદીની પ્રવાસ નોંધમાં આ મંદિરનું સુંદર વર્ણન છે. મથુરા ખાતે સાંબેએ સાંબાદિત્ય નામના સૂર્યની મૂર્તિની સ્થાપના કરી હતી એવો પુરાણોમાં ઉલ્લેખ છે. સૂર્ય ઉપાસના ભારતમાં પ્રાચીન સમયથી હતી. વેદ અને પુરાણોમાં સૂર્ય ઉપાસના માટે અનેક મંત્રો છે. ગાયત્રી મંત્ર સૂર્ય ઉપાસનાનો મંત્ર છે. મગ બ્રાહ્મણો જ્યારે ભારતના પશ્ચિમ કિનારે ઉતર્યા અને સૂર્યપૂજાની ભાવના લેતા આવ્યા, સૌરાષ્ટ્રના વિવિધ પ્રદેશોમાં નિવાસ કર્યો, તેના પરિણામે પોરબંદર જીલ્લાના પસનાવાડા, અખોદર, પટા, પછાતર, શ્રીનગર ખાતે સૂર્યમંદિરના અવશેષો જોવા મળે છે. શ્રીનગર એ જેઠવા રાજપૂતોની રાજધાની હતી જે પાછળના સમયમાં ધૂમલી ખાતે લઈ ગયા હતા. પસનાવાડામાં ગાયત્રી મંદિર પણ છે. પોરબંદર જીલ્લાના ઓડેદર ગામે સૂર્યપતિ અને ખિમેશ્વરા ગામે સૂર્ય, તેમની શાસક પત્ની રાંદલ, શિવ અને ભૈરવના મંદિરો છે. સૌરાષ્ટ્રમાં યજ્ઞોપવિત કે લગ્ન જેવા માંગલિક પ્રસંગે રાંદલ માતાની સ્થાપના ઘરમાં કરવામાં આવે છે. બાલેજ ગામમાં સૂર્યમંદિર આગળ સોલંકી યુગનું તોરણ છે. બોરીચા, સુવન, કીંદરખેડા અને પસ્થર ગામમાં સૂર્યમંદિરોના અવશેષો નજરે પડે છે.

જૂનાગઢ જિલ્લાના વિસાવાડા, ચોરવાડ વિસ્તારના ખોરસા, ધામલેજ, પછાતર, સુત્રાપાડા, ગામે સૂર્યમંદિરના નિર્માણ થયા હતા. ભીમનાથ ખાતે પ્રાચી કુંડ આગળ સૂર્યમંદિરના અવશેષો છે, જેના પરથી ઈતિહાસવિદોનું અનુમાન છે કે તે કાશ્મીરના લાટપુર ખાતે આવેલા આદિત્યના સૂર્યમંદિર જેવું હશે. સોમનાથ-પાટણ ખાતે સૂર્યમંદિરને લગતો શિલાલેખ જૂનાગઢ સંગ્રહાલય ખાતે છે. માધોપુર ખાતે સૂર્યમંદિર હોવાના પુરાવા મળ્યા છે. ભાવનગર જિલ્લાના કલ્સર ગામે, જામનગર જિલ્લાના બરડાના ડુંગરોમાં ગોપનું પાંચમી સદીનું સૂર્યમંદિર, સુરેન્દ્રનગર  પરબડી, સોનગઢ અને થાન ખાતે સૂર્યમંદિરોનું નિર્માણ થયું હતું. સૌરાષ્ટ્રમાં ભાયાવદર ખાતે ઈ.સ. ૧૧૪૬ માં સોમરાજાએ સોમાદિત્ય નામના સૂર્યમંદિરનું નિર્માણ કરેલ.

પહેલવહેલી સૂર્યમૂર્તિ ઈ.સ. પૂર્વે સો વર્ષના અરસાની ખંડગિરિની ગુફામાં મળી આવી હતી. રાજસ્થાનના ભિન્નમાલમાં ઈ.સ. ૧૬૬ માં સૂર્યમંદિર હતું. આ જ અરસામાં ઈલોરા અને ભાજની ગુફાઓમાં સૂર્યની શિલ્પકૃતિઓ કંડારાઈ હતી. લાટના પટોળા વણવાવાળાઓએ માળવાના મંદસોરમાં ઈ.સ. ૪૩૭ માં દીપરશ્મિ નામનું સૂર્યમંદિર બંધાવ્યું એવું ત્યાંના જગપ્રસિદ્ધ લેખમાં છે.

સૌરાષ્ટ્રના યાદવો, કાઠીઓ અને જેઠવા રાજપૂતો સૂર્ય ઉપાસનામાં માને છે. દક્ષિણ ગુજરાતના શરૂઆતના ગુર્જર રાજાઓ સૂર્યભક્ત હતા. વલ્લભીના મૈત્રક રાજાઓ પરમ સૂર્યપૂજક હતા. જંબુસર નજીક કોટિપુરમાં સૂર્યમંદિર હતું. પાટણ ખાતે સોલંકી રાજા ભીમદેવ-૧ના શાસન દરમિયાન મોઢેરા ખાતે ભવ્ય સૂર્યમંદિરનું નિર્માણ થયું. સરસ્વતી પુરાણમાં ઉલ્લેખ છે કે પાટણ ખાતે સહસ્ત્રલિંગ તળાવના કિનારે ભાયલસ્વામી નામનું સૂર્યમંદિર હતું. એક શિલાલેખ પ્રમાણે ઈ.સ. ૧૨૩૪-૩૫ના અરસામાં વસ્તુપાળે સૂર્યપત્ની રન્નાદેવી અને રાજદેવીની સ્થાપના કરી હતી. થાણેશ્વરના પુણ્યભૂતિ રાજ્યકર્તાઓમાં રાજ્યવર્ધન, આદિત્યવર્ધન અને પ્રભાકરવર્ધન સૂર્યભક્તો હતા. ઈ.સ. ૧૨૯૦ના એક શિલાલેખમાં સૂર્યપુત્ર રેવંતની મૂર્તિનો તથા ખંભાતના ઈ.સ. ૧૨૯૫-૯૬ના શિલાલેખમાં સૂર્યમંડલનો ઉલ્લેખ છે.

પ્રભાસ એટલે પ્રકાશમાન અને પ્રભાસક્ષેત્રનું બીજું નામ ભાસ્કરક્ષેત્ર છે. ત્યાં ત્રિવેણીસંગમની ઉત્તરે સૂર્યાભિમુખ ખંડિત સૂર્યમંદિર છે અને તે મંદિર કરતાં એકાદ બે સદી પહેલાં હિરણ્યા નદીના કિનારે નિર્માણ પામેલ સૂર્યમંદિર મોઢેરાના સૂર્યમંદિરના મૂલપ્રાસાદ જેવો આકાર ધરાવે છે. આ મંદિરમાં શિવ-પાર્વતી, લક્ષ્મી-નારાયણ, બ્રહ્મા-સરસ્વતી અને ગણેશની પ્રતિમાઓ છે. સાબરકાંઠાના હીરપુર ગામે ઉજલેશ્વર શિવ પંચાયન મંદિર તથા ભેટાલી ગામે શિવ પંચાયતના મંદિરના એક ભાગમાં સૂર્યમંદિરો બંધાયા હતા.

રોડા અને શામળાજી ખાતે મૈત્રક યુગમાં સૂર્યમંદિર નિર્માણ પામ્યાં હતા. ભિલોડા ખાતે મુરલીધરના મંદિરનો ઈ.સ. ૧૨૯૮ નો શિલાલેખ ત્યાં સૂર્યમંદિર હોવાની સાક્ષી પૂરે છે. બનાસકાંઠાના કસરા ગામે શિવ-પંચાયતન મંદિરના એક ભાગમાં સૂર્યમંદિર છે. કચ્છ જિલ્લાના કોટાઈ અને કંથરોટ ખાતે પણ સૂર્યમંદિરના અવશેષો છે. રાષ્ટ્રકૂટના રાજાએ કાવી નદીના કિનારે જ્યોદિત્ય નામના સૂર્યમંદિર માટે દાનપત્ર, સૈંધવના મહાસામંતે પ્રાચી-સરસ્વતી ખાતે સૂર્યમંદિર માટેનું ભૂમિદાન પત્ર તથા ઈ.સ. ૧૨૧૨માં રાણા સામંતસિંહે સૂર્યમંદિર માટે ભૂમિદાન કર્યું હતું.

ગાંધીનગરમાં મહુડી ખાતે ખડાયતા વણિકોના ઈષ્ટદેવ કોટયાર્ક ભગવાનનું મંદિર છે, જે સૂર્યમંદિર છે. મહેસાણા જિલ્લામાં નુગર અને ખેરાળુ ગામે સૂર્યમંદિર છે અને પિલુદરા ગામે સૂર્યતોરણ છે. તોરણની વચલી કમાનમાં સૂર્યની મૂર્તિ છે, એટલે ત્યાં સૂર્યમંદિર હશે એમ માની શકાય. વડનગર ખાતે આમથેર માતા મંદિર સમૂહ પૈકી ત્રીજુ મંદિર સૂર્યનું છે. ચિત્રેશ્વરી માતાના મંદિરમાં પણ સૂર્યપ્રતિમાઓ છે. આસુડા દેવડા ગામે આવેલ શિવ પંચાયતન મંદિર તથા દવાડા ગામે જાગેશ્વર મહાદેવના મુખ્ય મંદિરની દક્ષિણ-પશ્ચિમે સૂર્યના ગૌણ મંદિરો મધ્યકાલીન યુગમાં નિર્માણ પામ્યાં હતાં.



અમરેલી જિલ્લાના દામનગર નજીકથી મળી આવેલ સૂર્યની પ્રતિમાના પરિકરમાં સૂર્યની અગિયાર બેઠેલી મૂર્તિઓ છે. મુખ્ય પ્રતિમા ઉભી, સાત ઘોડાવાળા રથમાં અને ઊંચા બૂટ પહેરેલી છે. આજુબાજુ દંડ અને પિંગલ છે. કચ્છના સંગ્રહાલયની સૂર્યની પ્રતિમા ઉભેલી અને ઊંચા બૂટ પહેરેલી છે. હાથમાં ખીલેલાં કમળ અને આજુબાજુ દંડ અને પિંગલ છે, સાત ઘોડાનો રથ નથી. રાજકોટના સંગ્રહાલયમાંની સફેદ આરસની મૂર્તિની બાજુમાં દંડ, પિંગલ અને દેવીઓ છે. જેની બંને બાજુ ચમરધારિણીઓ છે અને દેવીની મૂર્તિઓ અલંકારયુક્ત છે. પાટણના મહાલક્ષ્મી મંદિરમાં સૂર્યની કાષ્ઠની પ્રતિમા છે જે ભિન્નમાલથી મહાલક્ષ્મીની પ્રતિમા સાથે લાવવામાં આવી હશે. જૂનાગઢના સંગ્રહાલયમાં પથ્થરના તોરણમાં સૂર્યની પ્રતિમા છે, જેની બાજુમાં સૂર્યની અનુચરીઓ ઉષા અને પ્રત્યૂષા હાથમાં તીર અને કામઠાથી અંધકારનો નાશ કરી રહી છે. આ તોરણમાં ૧૧ સૂર્યની આકૃતિઓ છે. કુલ મળી બાર સૂર્ય છે. ઢાંકમાંથી મળી આવેલ તોરણમાં સૂર્યની પ્રતિમા છે. આ શિલ્પકૃતિમાં સૂર્યદેવની દેવીના જમણા હાથમાં કમળ અને ડાબા હાથમાં બિજોરું છે.

વડોદરામાં પણ અઢારમી સદીમાં નિર્માણ પામેલ સૂર્યમંદિર છે. સોમનાથના સૂર્યમંદિરની બારસાખમાં નવ ગ્રહની આકૃતિઓ છે જેમાં સૌથી આગળ સૂર્યની ઉભેલી મૂર્તિ છે. પૂર્વ ભારતમાં વર્મા, સેન, અને પાલ વંશના રાજાઓના શાસન દરમિયાન ઘણી સૂર્ય પ્રતિમાઓ કંડારાઈ હતી. ઓરિસ્સા રાજ્યમાં કોણાર્ક ખાતે ભવ્ય સૂર્યમંદિર છે. જોકે હાલમાં સેવ્ય પ્રતિમા નથી.

ઉત્તરાંચલ રાજ્યમાં કૌંસી નદીના કિનારે કટરમલ ગામે સૂર્યમંદિરોના સમૂહ મંદિરો છે જે બરાદિત્ય, વૃદ્ધાદિત્ય, બુરહાદિત્ય વગેરે નામે પ્રચલિત છે. બ્રહ્મદેશમાં પણ સૂર્યમંદિરના અવશેષો મળી આવેલા છે. જયપુરમાં એક જૂના સૂર્યમંદિર આગળ વર્ષમાં એક વાર મેળો ભરાય છે. દસમી સદીની આસપાસ ઘણા ગુજરાતીઓ અને ભારતના લોકો જાવા-સુમાત્રા વેપાર માટે ગયેલા. તેઓએ ત્યાં જાવામાં સૂર્યમંદિરો બંધાવેલા. ત્યાંના બુરૂબોદુર જેવા શહેરમાં આવા મંદિરોના ખંડેરો મળી આવે છે.

### મોઢેરાનું સૂર્યમંદિર :

ઈ.સ. ૧૦૨૫-૨૬માં ગુર્જર નરેશ ભીમદેવ સોલંકી-૧ ના સમયમાં પુષ્પાવતી નદીના કિનારે ગામની પશ્ચિમે પૂર્વાભિમુખ રેતિયા પથ્થરમાંથી નિર્માણ પામેલ આ મંદિર પાંચ ભાગમાં છે. મંદિરની સૌથી આગળનો ભાગ જે સૂર્યકુંડ છે, તેને ત્યાંના સ્થાનિક લોકો રામકુંડ તરીકે ઓળખે છે. સૂર્યકુંડના પગથિયાં ચડી સૂર્યમંદિરમાં પ્રવેશતાપહેલા તોરણ આવે છે જે ખંડિત અવસ્થામાં છે. તે પછી સભામંડપ ઉર્ફે રંગમંડપ અને જ્યાં સૂર્યનારાયણની સેવ્ય પ્રતિમા હતી તે લંબચોરસ આકારનો મૂલપ્રાસાદ છે જે સભામંડપથી છૂટો પડે છે. મૂલપ્રાસાદમાં ગૂઢમંડપ અંતરાલ, ગર્ભગૃહ, પ્રદક્ષિણાપથ આવેલા છે. જે પાના નંબર-૮ માં જણાવેલ ભૂમિપ્લાન પરથી સમજાશે.

આ સૂર્યમંદિરના તમામ વિભાગો શિલ્પકૃતિઓથી પ્રચૂર છે. ભીમદેવ-૧ સૂર્યપૂજક હતો કે કેમ અથવા જે સૂર્યપૂજકો હતા તેમણે આ મંદિરનું નિર્માણકાર્ય હાથ ધર્યું હશે અને તે માટે ભીમદેવે રાજ્ય તરફથી મંદિર બંધાવી આપવાની મદદ કરી હશે તે બધા વિવાદ છે. જોકે, આ મંદિરના નિર્માણનો ચોક્કસ સમય કહી શકાતો નથી. ઈ.સ. ૧૦૨૨માં ભીમદેવ-૧ નો રાજ્યાભિષેક થયો હતો અને તે પછી ત્રણેક વર્ષ બાદ મોહમ્મદ ગઝનીએ વાયા અણહિલવાડ સોમનાથ તરફ કૂચ કરી હતી. મોહમ્મદ ગઝનીના ગયા પછી ધાર્મિક આઘાત સામે સોમનાથ ખાતે પથ્થરનું નવું મંદિર બનાવવામાં આવ્યું હતું, તે અરસામાં મંદિરનું નિર્માણ થયું હશે. આબુ પરના દેલવાડાના દેરાંની જેમ આ સૂર્યમંદિર શિલ્પકલાકૃતિથી શણગારેલું છે. આ બંને સ્થાપત્યોનું નિર્માણ લગભગ સમકાલીન છે. બંનેની બાંધણી અને શિલ્પકલામાં પણ સામ્યતા જોવા મળે છે. હાલમાં આ મંદિર ભગ્નાવસ્થામાં છે. જે ભાગો બચવા પામ્યા છે, તે મંદિરની ભવ્યતાની સાક્ષી પૂરે છે. મૂલપ્રાસાદ, સાંધાર પ્રાસાદ છે, જેના પ્રવેશ ભાગે શૃંગારચોકીની રચના છે. જ્યારે તેની સામે પૂર્વમાં ચારે બાજુની ચોકીની રચનાયુક્ત અર્ધખુલ્લો મૂલ સ્વતંત્ર રંગમંડપ છે. રંગમંડપની પૂર્વચોકીના પગથિયા ઉતરીને નીચે જતા લંબચોરસ ઘાટનો કુંડ છે. રંગમંડપના આગળના ભાગે ઉત્તર તથા દક્ષિણમાં સ્વતંત્ર તોરણ આવેલા છે. રંગમંડપના આગળના તથા ઉત્તર તરફના સ્તંભો હજુ પણ ઉભાં છે, પણ ઉપરના ભાગની કમાન નથી. જ્યારે દક્ષિણ તરફનું તોરણ હાલમાં નથી, જે કદાચ મંદિરના સંકુલનું પ્રવેશદ્વાર હશે.

સૂર્યકુંડ : સૂર્યમંદિર આગળ જે કુંડ છે તે લંબચોરસ ઘાટનો કુંડ ૫૨.૮ ઠ ૩૬.૬ મીટરના માપનો છે. કુંડ એ સ્થાપત્યકલાનું એક વિશિષ્ટ નિર્માણ છે. કુંડમાં તળિયે એક કૂવો આવેલો હોય છે અને તેના દ્વારા કુંડમાં પાણીના આવરા અને જાવરા રહે છે. સામાન્ય રીતે કુંડમાંના પાણીના સ્તર સુધી પહોંચવા માટે કુંડની ચારે બાજુ સમચોરસ, લંબચોરસ કે ગોળાકાર ઘાટના પગથિયાની અને પડથારની રચના કરવામાં આવે છે. આ સૂર્યકુંડના નિર્માણમાં ક્યાંય ચૂનો કે સિમેન્ટ જેવા પદાર્થોનો ઉપયોગ નથી પણ પથ્થરો એકબીજાને સાલવીને બેસાડેલ છે. નીચે જવા માટે એકાંતરે પટથાલ અને સવ્યાપસવ્ય સોપાન શ્રેણીની રચના છે. સભામંડપ સિવાય બીજે સ્થળેથી કુંડમાં ઉતરી ન શકાય તેવી રચના કરી સમગ્ર ઘાટની તારાકૃતિ બનાવેલ છે. સૂર્યકુંડનો ફોટો પ્રથમ કવર પેજ પર આપેલ છે.

આ સૂર્યકુંડના પગથિયા અને પડથારની દીવાલ પર અનેક દેવ-દેવીઓના મંદિરોની રચના છે, જેમાં પૂર્વ તરફ શેષનાગ પર બિરાજમાન ભગવાનનો વાસ જળમાં હોય તેવી ભગવાન વિષ્ણુની પ્રતિમા છે. સામાન્ય રીતે કુંડમાં કે શિલ્પકલાથી પ્રચૂર વાવ હોય તેમાં શેષનાગ પર બિરાજમાન વિષ્ણુ ભગવાનનું શિલ્પ હોય તેવી માન્યતા છે. આવી જ પ્રતિમા પાટણ ખાતે રાણીની વાવમાં જોવા મળે છે. આ સૂર્યકુંડના મંદિરો ખંડિત છે. તેના અમુક ભાગો જોવા મળતા નથી. મોટાભાગના મંદિરોની પ્રતિમાઓ વાતાવરણની અસરના કારણે કે કોઈ નિષ્ક્રિયતાના કારણે ખવાઈ ગઈ છે. રંગમંડપની સામે પશ્ચિમાભિમુખ પૂર્વ દિશાએ શેષશાયી વિષ્ણુનું મંદિર છે, જ્યારે અન્ય મંદિરોમાં શીતળા માતા, ચંદ્ર, ગણેશ અને ત્રિવિક્રમ વગેરેની ખંડિત પ્રતિમાઓ આવેલી છે. આ પંચરથતલમાનયુક્ત મંદિરોના શિખર લતિન પ્રકારના છે. ગ્રાસપટ્ટી, ગજથર, નરથર વગેરેથી વિભૂષિત પીઠની પછીના સ્તરોમાં મંડોવરની જંઘામાં વિવિધ દેવ-દેવીઓના દિક્પાલ, દેવાંગના સ્વરૂપના શિલ્પો આવેલાં છે, તેમજ ભદ્રનિર્ગમની કુટછાપ ઉપરની રથિકામાં પણ ગવાક્ષમાં આસનસ્થ દેવ-દેવીઓના શિલ્પો છે, જેમની ઉપર ત્રિસ્તરીય ઉદ્‌ગમ છે. શિખરની ઉપર આમલક છે. શિખરની મૂળ મંજરીમાં સંકીર્ણજાલક ભાત છે, જ્યારે ખૂણાઓમાં તેનો ઘાટ જોતાં છાદ્યાન્વિત શિખર શૈલીમાં થયેલા રૂપાંતરનો ખ્યાલ આવે છે.

**રંગમંડપ – સભામંડપ :**

કુંડની પશ્ચિમે સોપાનશ્રેણી ચઢતા શિલ્પપ્રચૂર તોરણના સ્તંભો અને ઈલિકાવરણ એટલે કે અર્ધગોળાકાર ધનુષ્ય જેવા આકારની કમાન જેવા તોરણથી સુશોભિત શૃંગાર ચોકી આવેલી છે, જ્યાંથી રંગમંડપમાં જવાય છે. રંગમંડપ આશરે ૫.૨ મીટર માપનો સમચોરસ છે. તેના ચાર ખૂણે કક્ષાસન સહિતની નિર્ગમયુક્ત દીવાલ, બહારના ભાગે પીઠ, કક્ષાસનયુક્ત વેદિકા અને વામનસ્તંભો છે, જે શિલ્પપ્રચૂર ભાગો ધરાવે છે. રંગમંડપ ચારે દિશા તરફ પ્રવેશ ધરાવે છે, જેની ચોકીઓમાં ઉપરના ભાગે મકરમુખમાંથી નિષ્પન્ન થતા ઈલિકાવરણ તોરણની રચના છે અને અનેકવિધ કોતર કામોથી વિભૂષિત છે. કક્ષાસનના એટલે કે ઢળતી પીઠ ટેકવીને બેસી શકાય તેવી બેઠક વાનસ્તંભો એટલે કે નાના થાંભલાઓ, જેની મધ્યમાં ઘટપલ્લવ ઘાટના જેમાં વનસ્પતિના પાંદડાઓ નજરે પડે છે જે નીચેથી ચોરસ છે. મંડપના સ્વસ્તિક ઘાટના સ્તંભ કુંભીથી માંડી શિરાવટી, ઉચ્ચાલક, ભરણી સુધી વિવિધ શિલ્પોથી અલંકૃત છે.

મંડપની બહારની દીવાલોમાં ગ્રાસ, ગજ અને નરથર વગેરેથી સુશોભિત પીઠ છે. વેદિકામાં ઉદ્‌ગમમંડિત ગવાક્ષોમાં વિવિધ દેવ-દેવીના અંકનો ઉપરાંત તેની બંને બાજુ ફૂલવેલની ભૌમિતિક ભાતપટ્ટ છે, જ્યારે કક્ષાસનના બહારના ભાગે કામશિલ્પના અંકન છે. કક્ષાસન અંદરની બાજુએ સપાટ હોઈ વિરામ માટે છે. રંગમંડપની અંદર આવેલ સ્તંભોમાં ઉપરના ભાગે સ્તંભોને જોડતા ઈલિકાવરણ તોરણની રચના છે. કુંભી ઉપરના સ્તંભદંડની નીચેના ગવાક્ષમાં અષ્ટશ્રેણીય ભાગમાં નર્તકીઓ, મિથુનના શિલ્પો છે. આ ઉપરાંત કૃષ્ણની બાળલીલા, રામાયણ, મહાભારત વગેરેના કથાપ્રસંગોના શિલ્પો છે.

ઘુમ્મટના કરોટકની નીચે વૃત્તાકાર ઘાટના વિવિધ થરોમાં ફૂલવેલની ભૌમિતિક ભાત ઉપરાંત દેવ-દેવીઓના અંકનયુક્ત પટ્ટ છે. કક્ષાસનની ઉપરના ભાગની સમતલ વિતાનમાં પદમના અંકન ઉપરાંત પદમપત્ર અને ભૌમિતિક ભાતથી આવૃત ચોરસમાં વિવિધ ચેષ્ટાઓમાં રત માનવોના આલેખન છે. મંડપ ઉપરની સંવરણા હાલમાં મોજૂદ નથી. માત્ર કેટલાંક પથ્થરો જોવા મળે છે. મંડપની અંદરની બાજુએ સ્તંભ ઉભા કરેલા છે, જેની ગોઠવણી ચોરસ અને સપ્રમાણ છે. મંડપના ઘુમ્મટનો અંદરનો ભાગ, ટેકા દેતા સ્તંભ પર આવેલી કમાનને ટેકવી અષ્ટાકારે ઉભો છે. દરેક સ્તંભ વચ્ચે તોરણો છે. આ તોરણોની શિલ્પકલા વડનગરના અને કપડવંજના કીર્તિતોરણને મળતી આવે છે.

**મૂળપ્રાસાદ – ગૂઢમંડપ:**

રંગમંડપની પશ્ચિમ તરફની ચોકી વટાવી બહાર નીકળતા સામે જ મૂળમંદિરના ગર્ભગૃહ સહિતનો ગૂઢમંડપ આવે છે, જેનું માપ ૨૪.૪ ઠ ૧૫.૨ મીટર છે. ગર્ભગૃહ સહિતનો પ્રદક્ષિણાપથ અને ગૂઢમંડપની દીવાલે ખુલ્લા ગવાક્ષોથી મંડિત હોવાના કારણે હવા ઉજાસ આવે છે. ગર્ભગૃહમાં આશરે ત્રણેક મીટર નીચે સેવ્ય પ્રતિમાની અમલ પીઠિકા છે. ગર્ભગૃહ સમચોરસ છે. ગર્ભગૃહનું તળિયું તૂટેલું છે. ગર્ભગૃહનું મુખ્ય પ્રવેશદ્વાર ઘણું જ સુરેખ અને પ્રમાણસર કોતરણીવાળું છે. તેની બધી બાજુએ કોતરેલી મૂર્તિઓમાં પ્રવેશદ્વાર પરની અગિયાર સૂર્યમૂર્તિઓ ધ્યાન ખેંચે છે. એમાં ખાસ નોંધપાત્ર બાબત એ છે કે આ તમામ મૂર્તિઓ બેઠેલી છે, જે કવચિત્ જ મળી આવે છે. અમુક સૂર્યમૂર્તિઓને બે કે ચાર ને બદલે છ હાથ છે, જે ગુજરાતની શિલ્પકલાને અન્ય સ્થળે સૂર્યના મંદિરોથી અલગ પાડે છે. ગર્ભગૃહમાં સપ્તશાખ, દ્વારશાખમાં, રૂપસ્તંભમાં ભગવાન સૂર્યના બાર આલેખન છે. આ સૂર્યપ્રતિમાઓ સવા ફૂટ પહોળાઈ તથા અઢી ફૂટ ઉંચાઈ ધરાવે છે. અન્ય શાખાઓમાં વિવિધ દેવો ઉપરાંત નર્તક, નર્તકીઓ, ભૌમિતિક ભાત, વિવિધ રતિક્રિયાઓમાં રત માનવીના આલેખનો છે. આ ઉપરાંત, ગૂઢમંડપની બાજુ પર આવેલા ગવાક્ષોમાં સૂર્યપ્રતિમાઓ સ્થાપિત કરેલ છે. ગૂઢમંડપની સપ્તશાખ દ્વારશાખમાં પણ ગર્ભગૃહની દ્વારશાખની જેમ વિવિધ અંકનો કરેલા છે. એ જ રીતે અહીં રૂપસ્તંભમાં આવેલ સૂર્યપ્રતિમાઓ પર્યંકાસનસ્થ છે. ઉત્તરંગના ગવાક્ષોમાં પણ અર્ધપર્યંકાસનસ્થ દેવોની બંને તરફ અનુચરો, નર્તક અને નર્તકીઓના શિલ્પો આવેલાં છે. ગૂઢમંડપની અંદરના સ્તંભ, ભારપટ્ટ તથા વિતાનો પણ શિલ્પાંકનથી પ્રચૂર છે. ગૂઢમંડપમાં પ્રવેશભાગે દ્વારશાખ તથા અગ્રભાગે વિવિધ શિલ્પો, ફૂલવેલ ભાત તેમજ ગ્રામપટ્ટીના અંકનયુક્ત બે સ્તંભોને ઉપરના ભાગે જોડતી ચોકીની રચના કરેલ છે, જેમાં પ્રવેશના ઉપરના ભાગે ઈલિકાવરણ તોરણની રચના છે.

ગૂઢમંડપની બહારની દીવાલોનું નિરીક્ષણ કરતાં જોવા મળશે કે શિલ્પના અમુક પહોળાઈના આડા પટા પડ્યા છે અને તે પટામાં એક જ પ્રકારનું શિલ્પ છે. શિલ્પશાસ્ત્રમાં વર્ણવેલા સ્વરૂપવાળા પટાઓ પર આ મંદિરનું નિર્માણ કરવામાં આવેલ છે. મંદિરના પાયામાં ખરશિલાનો થર છે. તેના પછી કણી, છાજલી, કીર્તિમુખ ને ગૃહપતિ ને પછી હાથીઓના મુખવાળો ગજથર, જેના ઉપર નરથર છે. આ બધા પટા મળીને પીઠ પૂરી થાય છે. પીઠ પર કાંગરી સહિત પહેલા માળ સુધી પહોંચતી મંડોવર નામે ઓળખાતી ભીંત છે. પીઠ ઉપરનો એક પહોળો પટો કુંભ ને પછી કલશ ને તે પછી ઝીણી-ઝીણી કણીવાળો પટો આવે છે, જેમાં બૌદ્ધ ચૈત્યો જેવી નાની-નાની બારીઓ કોતરેલી છે. તેને કવાળ નામ આપવામાં આવે છે. તે પછી માંચી, જેના ઉપર જરા ઉઠવણીવાળો ને દેવમૂર્તિઓથી સુશોભિત ભાગ છે જેને જંઘા કહેવામાં આવે છે. પંચરથતલમાનયુક્ત થરોમાં મહાપીઠમાં જાડયકુંભ, કણી, ગ્રાસપટ્ટી, આંતરપટ્ટી, ગજથર અને નરથરના અંકનો છે. નરથરમાં માનવજીવનના વિવિધ પ્રસંગોનું આલેખન છે. જેમાં શિકાર, નૃત્યવાદકો, જન્મ, મરણ અને રતિક્રીડાના પ્રસંગો દર્શાવેલા છે. પીઠની ઉપરના મંડોવરમાં કુંભના થરમાં નાસિકાઓની મધ્યમાં અર્ધરત્ન કે પાપત્રના અંકન છે. તેની ઉપર કળશ, આંતરપત્ર, મંચિકા, જંઘા, છાજલી, મહાકેવાલ છે. શિખર હયાત નથી છતાં કેટલાક ભાગમાં કૂટછાદની ઉપર બંને તરફ ઈંગિકાઓની મધ્યમાં દેવ-દેવીનો શિલ્પોયુક્ત ગવાક્ષ છે.

# મગરનું અતુલ્ય શિલ્પ



- વિષ્ણુસિંહ ચાવડા

'સતત જે શિલ્પીના હાથે ઘડાય છે પથ્થર,
બનીને મૂર્તિ ત્યારે પૂજાય છે પથ્થર.'

જગતમાં પ્રત્યેક દેશના પ્રાચીન શિલ્પ, સ્થાપત્ય અને સાહિત્ય વડે દેશની સંસ્કૃતિનું મૂલ્ય અંકાય છે. વિદ્યા અને કલા દેશનું અનમોલ ધન છે. શિલ્પ, સ્થાપત્યકલા અને વાસ્તુકલા માનવજીવનનું અત્યંત ઉપયોગી મર્મભર્યું અંગ છે. તે દ્વારા જ પ્રજાજીવનનો વિકાસ અને કલાપ્રિયતા સ્પષ્ટ જોઈ શકાય છે. શિલ્પકલા એ સભ્યતા અને સંસ્કૃતિનું પ્રતિબિંબ છે. ભારતની સંસ્કૃતિ ભાવનાપ્રધાન છે અને તેથી જ ભારતીય શિલ્પમાં પણ એ જ દ્રષ્ટિગોચર થાય છે. ભારતવર્ષમાં એક સમયે શિલ્પકલા ઘણી જ ઊંચી કક્ષાએ પહોંચી હતી. આજ સુધી આ શિલ્પકલાને રાજ્ય અને સામાન્ય જનસમૂહ તરફથી ભારે પ્રોત્સાહન મળતું હતું અને તેથી જ તે આટલી ઊંચી કક્ષાએ પહોંચી શકી હતી. પણ હમણાં થોડાં વર્ષોથી શિલ્પ અને સ્થાપત્ય પ્રત્યેની ઉદાસીનતાને કારણે દિવસે ને દિવસે બહુમૂલ્ય ભારતીય શિલ્પોનો નાશ થઈ રહ્યો છે. તેમની સારસંભાળ લેવામાં બેદરકારી થઈ રહી છે. શિલ્પ-સ્થાપત્યો અંગે જાગૃતિ અતિ આવશ્યક છે.

ગુજરાતમાં આવેલાં ઘણાં મહત્વના શિલ્પ-સ્થાપત્યોને આપણે જોયા, જાણ્યા છે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પાયા પર હિંદુ સંસ્કૃતિના પાસાંઓ તેમાં વ્યક્ત થયા છે. જેનું વૈજ્ઞાનિક દર્શન સાંપ્રત સમયમાં પણ પ્રસ્તુત છે તેવા અભિગમના પ્રયોગ સમું અને ઉન્નત શૃંગ સમાન એક અત્યંત અદ્ભુત શિલ્પ-સ્થાપત્ય આપણે જોવાનું બાકી છે.

આજે એક એવા શિલ્પ-સ્થાપત્યની વાત કરીશું જે ઘણી ઓછી જગ્યાએ જોવા મળે છે. લીંબોદરા ગામની ભાગોળે એક કલાત્મક કોતરણીવાળું મગરનું શિલ્પ આવેલું છે, જેને જોતાં જ તે આપણને નવાઈ પમાડે તેવું છે. મનમાં ઘણા સવાલ થાય કે કેમ આ અહીં બનાવ્યું હશે? આનો શું ઉપયોગ એ વખતે હશે? પહેલી નજરે જોતા તે એક પાણીનો  કલાત્મક કુંડ છે જેનો ઉપયોગ પહેલાના વખતમાં પાણી પીવા માટે, નહાવા માટે તેમજ ઢોરઢાંખરને પાણી પીવડાવવા માટે થતો હશે. અહીં મગરના શિલ્પના મોઢા નીચે એક ગૌમુખ જેવા આકારમાંથી પાણી પડતું હતું. આજુબાજુ બન્ને બાજુની ડિઝાઈનમાંથી પાણી પડતું હતું. મુખ ખૂબ જ સુંદર કોતરણી વાળું છે. પાણીના કુંડની મધ્યમાં આ મગરનું શિલ્પ છે. પછી કુંડની સુંદર કલાત્મક દીવાલ આવે છે. એ પછી બહારની બાજુએ આ જ રીતે સુંદર કોતરણીમાંથી પાણી પડતું હતું, જેમાંથી ઢોરઢાંખરને પાણી પીવડાવવામાં આવતું હશે તેવું માલૂમ પડે છે. અત્યારે તો આ કુંડ પૂરાઈ ગયો છે. બાજુમાં હવાડો છે, જ્યાં ચકલીઓ માટે (નળના) સ્ટેન્ડ બનાવેલું છે. આ શિલ્પને જોઈને એ વખતની સ્થાપત્યકલા કેવી ભવ્ય હશે તેનો ખ્યાલ આવે છે. આમ છતાંપણ, કોઈ દાઢીવાળા પુરૂષને ગળતા મગરનું આ શિલ્પ શું કહેવા માંગે છે, તે રહસ્ય હજુ અકબંધ છે. ગામલોકોને આ મગરનું શિલ્પ કોણે બનાવ્યું તેનો કોઈ ખ્યાલ નથી. તેમની પાસેથી ખાલી એટલો જવાબ મળે છે કે આ તો સ્ટેટ વખતનું છે.

આવું જ એક મગરનું શિલ્પ ચરાડા ગામમાં આવેલું છે, જે અહીંથી લગભગ ૧૪ કિલોમીટર દૂર આવેલું છે. લીંબોદરાનું મગરનું શિલ્પ ચરાડા ગામના શિલ્પને મળતું આવે છે. ચરાડા ગામની મોટી પાણીની ટાંકી પાસે આવેલા કૂવાના થાળામાંથી કોસનું પાણી આગળ વધે એટલે નાની ટાંકીમાં જાય છે, એ ટાંકીની ઉપર મગરનું સુંદર મનોહર શિલ્પ મૂકેલું છે. એ ટાંકીમાં ત્રાંબાની ૬ નળીઓ મૂકી છે. એની નીચે બેસી માણસ સ્નાન કરી શકે છે. ટાંકીની બંને બાજુએ પનિહારીઓના અને કામસૂત્રના શિલ્પો કંડારેલાં છે. આવો એક કૂવો આજોલ ગામમાં છે એમ ડૉ. હરિલાલ ગૌદાની નોંધે છે. ચરાડા ગામના બસસ્ટેન્ડ પાસે એક મોટી પાણીની ટાંકી પાસે આ મગરનું શિલ્પ આવેલું છે. પહેલી નજરે જોતાં આ જગ્યા લીંબોદરાના ભાગોળ જેવી જ લાગે છે. ત્યાં જે જમીનમાં દટાઈ ગયું છે તે અહીં બહાર છે એટલે જોવાની મજા આવશે. અહીં પણ તેના જેવું જ સુંદર કલાત્મક કોતરણીવાળું મગરનું શિલ્પ છે. ખાલી ફરક એટલો છે કે અહીં એક સ્ત્રીને ગળતો મગર છે. આ વધુ રહસ્યમય છે. મગરની આજુબાજુમાં કામસૂત્રના સંભોગની શિલ્પમૂર્તિ કંડારવામાં આવી છે અને ઉપરની તરફ સુંદર ફૂલ જેવા ચક્રમાંથી પાણી પડતું હશે તેવું માલૂમ પડે છે. એક બાજુએ ખાલી ચક્રની જ આકૃતિઓ જોવા મળે છે. મુખ્ય મુખ વાઘ કે સિંહનું હોય તેવું લાગે છે, જેના મુખમાંથી પાણી પડતું હશે. અહીં પણ એ જ રીતે કુંડ હશે. પાછળની બાજુએ મોટો કૂવો છે. આગળ પાણીનો હવાડો છે, જે સુંદર કોતરણીવાળો છે. અમે આ બધું જોતા હતા ત્યારે અહીંના બોર ઓપરેટર ભાઈએ અમને આ અંગે પૂછપરછ કરી. અમે કહ્યું કે અમે આ મગરનું શિલ્પ જોવા આવ્યા છીએ. તેમને નવાઈ લાગી. પછી મેં તેમને આ અંગે પૂછ્યું પણ તેમને ખબર નહોતી. તેમને આના લખાણ વિશે પૂછતા તેમણે શિલાલેખ બતાવ્યો જે પહેલી નજરે જોતા મળે તેમ નથી. પછી તો તેના ફોટા પાડ્યા, વધુ પૂછપરછ કરી કે ગામમાં કોઈ વાવ કે કુંડ કે બીજું આના જેવું કંઇ સ્થાપત્ય હોય તો જણાવશો. તેમણે કહ્યું કે આના જેવું મગરનું શિલ્પ બાલમંદિરમાં પડ્યું છે, એટલે અમે ત્યાંનું સરનામું લઈને તે ભાઈનો આભાર માનીને ત્યાંથી બીજા મગરની શોધમાં નીકળી પડ્યા. અહીં બાલમંદિરમાં પણ એક મગરનું શિલ્પ છે, પણ તે સાદું છે, જે દાવળની વાવને મળતું આવે છે. આવા મગરનાં શિલ્પ લીંબોદરા, ચરાડા, દાવળ, આજોલ, સમૌ, વસઈ વગેરે ગામે આવેલાં છે. આ અદ્ભુત કોતરણી ધરાવતા મગરનાં શિલ્પ-સ્થાપત્યો શું દર્શાવે છે તે ચોક્કસપણે જાણી શકાતું નથી. કોઈ જગ્યાએ આનો ઉલ્લેખ મળતો નથી. ખરેખર આ શિલ્પ-સ્થાપત્યો વિશે વધુ સંશોધન થવું જોઈએ.

સૌથી મહત્વની વાત એ છે કે, આ શિલ્પો પાણી સાથે સંકળાયેલાં છે, જે પુરાતન સમયમાં પાણીના મહત્વને સમજાવે છે. આવા કેટલાંય જાણ્યા-અજાણ્યા શિલ્પસ્થાપત્યો ગુજરાતમાં ઘણી જગ્યાએ આવેલાં છે.

આ શિલ્પ-સ્થાપત્ય જોઈને એટલો ખ્યાલ આવે છે કે કેટલો ભવ્ય વારસો હશે આપણો! આભાર....



# દ્વારકાધીશનું જગતમંદિર

- સવજી છાયા

દ્વારકાના સમુદ્રતટે સુપ્રસિદ્ધ આ દેવાલય આવેલું છે. તેનું શિખર ૧૦૦ ફૂટ ઊંચું છે. મંદિરની કુલ ઊંચાઈ ૨૫૭ ફૂટ છે. કોઈ તેને જગતમંદિર કહે છે તો કોઈ વળી ત્રૈલોક્યસુંદર મંદિરના નામે ઓળખે છે. મંદિરના સ્થાપત્યકાળ વિશે વિદ્વાનોમાં મતભેદ પ્રવર્તે છે. મંદિરનો મૂળ ભાગ મૈત્રકકાલીન હોવાનું ડો. હરિપ્રસાદ શાસ્ત્રી માને છે તો માથા પર પીછા સાથે મુગટવાળાં શિલ્પોમાં પુષ્કર ગોકાણી આર્ય શૈલીની અસર જુએ છે. મંદિરના પ્રથમ માળેથી મળેલો લેખ અતિ પ્રાચીન ગણવામાં આવે છે, જેમાં જે-તે સમયના દ્વારકાનો નકશો તક્ષાણ પામ્યો છે. ઈ.સ. ૧૪૫૯માં સુલતાન મહમદ બેગડાની ચડાઈ વખતે દ્વારકાના અનેક મંદિરોનો નાશ કરવામાં આવ્યો હતો, ત્યારે આ મંદિરના શિખરને પણ ભગ્ન કરવામાં આવ્યું હોઈ શકે. પછીના કાળમાં આ શિખર બંધાયુ હશે, જેમાં કોઈને અકબરકાલીન સ્થાપત્યનું સ્વરૂપ દેખાય છે, તો કોઈને ગુજરાત-રાજસ્થાનના રાજપૂત સજાલ સ્થાપત્યની ઝલક મળે છે. આ મંદિર ગર્ભગૃહ, અંતરાલ, પ્રદક્ષિણાપથ, સભામંડપ વગેરે સ્થાપત્ય વિભાગો ધરાવે છે. તે દક્ષિણે સ્વર્ગદ્વાર તથા ઉત્તરે મોક્ષદ્વાર નામે ઓળખાતાં પ્રવેશદ્વારો સાથે જોડાયેલું પશ્ચિમાભિમુખ સ્થાપત્ય છે.



વૈષ્ણવ સંપ્રદાયના આ સ્થાપત્યે સૌરાષ્ટ્રની રાજપૂત શૈલીનો સુવર્ણયુગ જોયો છે. તેને પુરાતત્વવેત્તાઓ બે વિભાગોમાં વહેંચે છેઃ (૧) નિજમંદિર તથા (૨) લાડવા દહેરું. નિજમંદિર સાત માળ ધરાવે છે, જ્યારે લાડવા દહેરુ પાંચ માળનું છે. મંદિર પૂર્વ-પશ્ચિમ ૯૦ ફૂટ, ઉત્તર-દક્ષિણ ૭૨ ફૂટનો વિશાળ ઘેરાવો ધરાવે છે. આ સમગ્ર સંકુલ એક જ પથ્થરમાં ઘડાયેલા સ્તંભો પર નખશિખ વિસ્તરેલ છે. મંદિરના સમગ્ર બાંધકામમાં ક્યાંય લાકડું કે કમાનનો ઉપયોગ થયો નથી. કમાનની જગ્યાએ લિન્ટલ લેવલે બે ટનની શિલાનો ઉપયોગ થયો છે. આમ આ મંદિર સ્થાપત્યવિદ્યાની એક અજાયબી ગણી શકાય. મંદિર પિરામિડ પદ્ધતિએ ચણાયું હોવાની શક્યતાઓ કેટલાક વિદ્વાનોએ જોઈ છે. મંદિરની બહારની જંઘામાં વૈષ્ણવ સંપ્રદાયના અનેક અવતારોના શિલ્પો છે. ઉપરાંત, ગ્રીક તથા ઈરાનના સ્થાપત્યની અસર અહીં કેટલાક શિલ્પોમાં જોવા મળે છે, જે ત્રણે દિશામાં બહાર નીકળતાં સ્વતંત્ર શિલ્પો જેવાં કે, પાંખોવાળી પરી, પાંખોવાળા ઉડતા અને ઉભડક બેઠેલા હાથી તથા આગ ઓકતા સાવજ વગેરેમાં જોઈ શકાય છે. કેટલાક વિદ્વાનોના મતે લાડવા દહેરાંનું નિર્માણ નિજમંદિર પછીના કાળે થયું છે, જે કોતરણીવિહોણું છે. મંદિરના ગર્ભગૃહમાં ઘેરા લીલા પારેવા રંગની દ્વારકાધીશની ચતુર્ભુજ મનમોહક પ્રતિમા આરૂઢ છે.

સર્જન, વિસર્જન અને પુનઃસર્જનની પરંપરા આ મંદિરે જોવા મળે છે, જે તેના જીર્ણોદ્ધારના અનેક શિલાલેખો, અલગ પડતી સ્થાપત્યશૈલીઓ, શિખર તથા ગર્ભગૃહના અંતરાલ શિલ્પોમાં જોવા મળતો તફાવત, નિજમંદિર તથા લાડવા દહેરાંનું અલગ પડતું સ્થાપત્ય વગેરેથી ઉજાગર થાય છે.

**દ્વારકાધીશની પ્રતિમાઓ :**

હાલના મંદિરના ગર્ભગૃહે પૂજાતી દ્વારકાધીશની પ્રતિમા ડુંગરપુરથી લાવી શ્રી શંકરાચાર્ય અનિરુદ્ધાચાર્યે પધરાવી છે. તે ઘેરા લીલા પારેવા રંગના પથ્થરમાં તક્ષણ પામી છે. આ શ્યામલ સ્વરૂપ આશરે અઢી ફૂટની ઊંચાઈ ધરાવે છે, જે ચતુર્ભુજ ત્રિવિક્રમરાયજી સ્વરૂપે અહીં પૂજાય છે. તેમના ઉપલા જમણા-ડાબા હાથમાં અનુક્રમે ગદા તથા ચક્ર છે. નીચલા જમણા-ડાબા હાથમાં શંખ અને પદ્મ છે. જગતમંદિરે આરૂઢ આ પ્રતિમાનું મુખારવિંદ મનમોહક તથા મનવાંછિત ફળ આપનારું ગણાય છે. તેમનાં દર્શન માત્રથી જીવનનાં કષ્ટો દૂર થાય છે. ત્રિવિક્રમરાયજીની પ્રતિમાને તેનું આગવું સૌંદર્ય,ઐશ્વર્ય તથા ઔદાર્ય છે. મૂર્તિ પાછળના લેખ પ્રમાણે તે અગિયારમી સદીની મધ્યની છે.

તેને હરિશંકર ગં. શાસ્ત્રી ભીમદેવ પહેલાના સમયગાળે લઈ જાય છે, જ્યારે મોઢેરાનું સૂર્યમંદિર તથા આબુ પર વિમલવસતીનાં મંદિરોનો સૂર્ય તપી રહ્યો હતો.

દ્વારકાના જગતમંદિરે પ્રથમ પૂજાયા બાદ અન્ય ત્રણ પ્રતિમાઓ સ્થળાંતર થઈ હાલ અલગ-અલગ જગ્યાએ પૂજાઈ રહી છે તેવી વૈષ્ણવોમાં લોકવાયકા છે.

ઈ.સ. ૧૧૫૬માં ડાકોરના વતની રાજપૂત વિજયસિંહે (ભક્ત બોડાણા) પણ દ્વારકાધીશ મંદિરના ગર્ભગૃહેથી પ્રતિમા લઈ જઈને ડાકોરના રણછોડરાયજીના મંદિરમાં સ્થાપિત કરી હતી. આ પ્રતિમા પ્રાચીન ગણાય છે.

ઈ.સ. ૧૪૪૪માં ભક્તકવિ નરસિંહ મહેતાના કાકા પર્વત મહેતાએ દ્વારકાધીશના ગર્ભગૃહેથી પ્રતિમા લઈ જઈ માંગરોળમાં સ્થાપિત કરી હતી.

ઈ.સ. ૧૫૦૫માં શ્રીમદ્ વલ્લભાચાર્યની દ્વારકા પરિક્રમા દરમિયાન લાડવા ગામની સીમમાંથી મેળવેલી પ્રતિમા દ્વારકાધીશના મંદિરમાં સ્થાપિત કરેલ, તે બેટ શંખોદ્ધારનાં નવનિર્મિત મંદિરમાં પધરાવવામાં આવેલ.

દ્વારકા પ્રદેશ ત્રિવિક્રમક્ષેત્ર ગણાય છે એટલે ત્રિવિક્રમરાયજીના અનેક સ્વરૂપો અહીં પૂજાય છે. ત્રિવિક્રમરાય વામન અવતારનું અપર સ્વરૂપ છે.

ચોથી વખતની આ પ્રતિમા હાલ ગર્ભગૃહે પૂજાય છે. દ્વારકાધીશની પ્રતિમાઓનો આવો ઈતિહાસ આશ્ચર્યમાં નાખી દે એવો છે.

દ્વારકાધીશ મંદિરમાં ભોગ, આરતી તથા ઉજવાતા ધાર્મિક ઉત્સવો દ્વારકાધીશ મંદિરમાં દિવસ દરમિયાન ચાર વખત આરતી તથા નવ ભોગ ચઢાવવામાં આવે છે. આ ચાર આરતી પૈકી સવારે મંગળા આરતી, નવ વાગ્યે શણગાર આરતી, સાંજે સંધ્યા આરતી તથા રાત્રે નવ વાગ્યે શયન આરતીનો મહિમા છે. આ આરતી દરમિયાન વિવિધ ભોગ ધરાવવામાં આવે છે, જેમાં પરંપરાગત ચાલી આવતી સામગ્રીથી આ ભોગ ધરાવાય છે. મંગળા આરતી દરમ્યાન માખણ-મિસરીનો ભોગ, શણગાર આરતી ટાણે ગવાળ, બપોરે રાજભોગ ત્યાર પછી ઉત્થાનભોગ ધરાવાય છે. સાંજે સંધ્યા ટાણે બંટાનો ભોગ ધરાવવામાં આવે છે. વૈષ્ણવ સંપ્રદાયમાં તુલસીનું મહત્વ અદકેરું હોવાથી દરેક ભોગ સાથે તુલસીનું પાન અચૂક ધરાવવામાં આવે છે. પહેલાના વખતમાં દરેક માસની સુદ-વદ, દશમના શ્રીજીની ચલપ્રતિમાને કૃકલાસકુંડ અથવા ગોલપાના તળાવમાં ઝીલવા લઈ જવાનો રિવાજ હતો. તે પાણીના પ્રદૂષણને કારણે હાલ બંધ કરવામાં આવ્યો છે.

- હવે વર્ષમાં એક જ વખત વરસાદના નવા નીરમાં ઝીલણી એકાદશીનાં રોજ વાજતે-ગાજતે કીર્તન ગાતાં-ગાતાં આ સવારી કાઢવામાં આવે છે. કૃકલાસકુંડ પાસે શ્રીજીના વિશ્રામ માટે પથ્થરની રાજગાદીની રચના કરેલ હતી, તે આજે પણ દ્રશ્યમાન છે. જગતમંદિરમાં નિમ્નલિખિત ઉત્સવો ઊજવવામાં આવે છેઃજન્માષ્ટમી દ્વારકાનો મોટામાં મોટો ઉત્સવ ગણાય છે. આ દિવસે શ્રી કૃષ્ણજન્મ ઉત્સવ ઊજવવામાં આવે છે. શ્રી કૃષ્ણજન્મ ઉત્સવ દરમિયાન સમગ્ર મંદિરને વિવિધ રંગોની રોશનીથી શણગારવામાં આવે છે. શ્રીજીની પ્રતિમાને નયનરમ્ય આભૂષણો-વેશભૂષાથી સજાવવામાં આવે છે. ભારતભરમાં આ પ્રસંગનું ટી.વી. લાઈવ ટેલિકાસ્ટ તથા રેડિયો-પ્રસારણ કરવામાં આવે છે. આ દિવસે દ્વારકામાં માનવમહેરામણ ઉમટી પડે છે. રાત્રે ૧૨:૦૦ વાગ્યે નંદ ઘેર આનંદ ભયો .... કૃષ્ણજન્મ ભાવપૂર્વક ઉજવાય છે.

- કારતક માસની સુદ એકમે શ્રીજીને અન્નકૂટ ધરાવવામાં આવે છે. સુદ બારસના તુલસીવિવાહનો ખૂબ મોટો ઉત્સવ ઊજવવામાં આવે છે.
- માગશર માસમાં ધનસંક્રાંતિ તથા ધનુર્માસ ઊજવવામાં આવે છે.
- પોષ માસમાં મકરસંક્રાંતિનો તહેવાર ઊજવવામાં આવે છે ત્યારે શ્રીજીને શેરડી, ગોળ, તલના લાડુનો ભોગ ધરાવવામાં આવે છે.
- મહા માસમાં વસંતપંચમી ઉજવાય છે, ત્યારે શ્રીજીને દૂધ-પૌંઆ ધરાવી સફેદ વસ્ત્રોના પરિધાનથી શણગારવામાં આવે છે.
- ફાગણ માસમાં ફૂલડોલનો ઉત્સવ મંદિરમાં ઊજવવામાં આવે છે. આ દિવસે ભગવાન અબીલ-ગુલાલથી હોળી રમે છે, તે દરમિયાન અન્નકૂટનો ભોગ અર્પણ કરાય છે.
- ચૈત્ર સુદ નોમના રોજ રામનવમીનો ઉત્સવ ઊજવવામાં આવે છે.
- ચૈત્રી માસના સુદ બારસના દિવસે શ્રીજીના વિવાહનો ઉત્સવ ઉજવાય છે.
- શ્રાવણ માસમાં હિંડોળાનાં દર્શનનો મહિમા હોય છે.



### પ્રાકૃતિક સૌંદર્યની ગોદમાં આવેલું

# તારંગા જિનાલય

- નરેશ અંતાણી

ગુજરાતના પુરાતત્વ અને કલા વારસાની સમૃદ્ધિમાં અન્ય સંપ્રદાયોની માફક જ જૈન સંપ્રદાયના સ્થાપત્યનું પણ એટલું જ યોગદાન છે. ગુજરાતમાં કચ્છથી વાપી સુધીના સમગ્ર વિસ્તારમાં અનેક જૈન તીર્થો આવેલાં છે, આ પૈકી કેટલાંય તીર્થો ગુજરાતના કલાવારસા અને સ્થાપત્યનું દર્શન કરાવે છે. આવા સ્થાપત્યોમાં તારંગા પણ એક મહત્વનું જૈન તીર્થ છે. ગુજરાતના મહેસાણા જિલ્લાના ખેરાલુ તાલુકાના ટીંબા ગામની નજીક આવેલું જૈન તીર્થસ્થાન તારંગા ૨.૪૦ ઉત્તર અક્ષાંશ તથા ૭.૨૦ પૂર્વ રેખાંશ પર આવેલું છે. મહેસાણાને સાંકળતા મીટરગેજ રેલ્વેમાર્ગનું અંતિમ સ્ટેશન તારંગા હિલ આ તીર્થ સ્થાનથી ૧૦ કિલોમીટર દૂર છે.

તારંગાની મુખ્ય ટેકશિખર સમુદ્રની સપાટીથી ૪૮૬ મીટર ઊંચું છે અને તારા માતાના મંદિર પાસેની ટેકરીનું શિખરરીનું ૪૪૬ મીટરની ઊંચાઈ ધરાવે છે. તારંગાની ટેકરીઓમાંથી નીકળતી નદીનું નામ રૂપેણ છે. લીલીછમ વનરાજીથી શોભતો આ સમગ્ર વિસ્તાર અદ્ભુત પ્રાકૃતિક સૌંદર્ય ધરાવે છે. તારંગાની ટેકરીઓના પૂર્વ ભાગમાં થઈને ગુજરાતની જાણીતી સાબરમતી નદી નીકળે છે. તેના પર બંધાયેલો ધરોઈ બંધ તારંગાની નજીકમાં જ આવ્યો છે.

'પ્રભાવકચરિત'માં આ તીર્થનો ઉલ્લેખ જૈન તીર્થ તારંગાનાગ તરીકે કરાયો છે, તો 'વ્રજસ્વામી પ્રબંધ'માં તારણગિરિ તરીકે તેનો ઉલ્લેખ જોવા મળે છે.

આર્ય ખપૂટાચાર્યના સમકાલીન વેણી વત્સરાજ નામના બૌદ્ધ ધર્મના અનુયાયી રાજાએ તારંગાગિરિ ઉપર તારાઉર નામનું નાનું નગર વસાવીને એમાં બૌદ્ધ દેવી તારાનું મંદિર નિર્માણ કરાવ્યું. આ પછી ખપૂટાચાર્યના આદેશથી રાજાએ જૈન ધર્મ અંગીકાર કર્યો અને એ પછી એણે મહાવીર સ્વામીની શાસનદેવી સિદ્ધાયિકાનું પણ મંદિર બંધાવ્યું.

તારંગા ડુંગરની તળેટીમાં ઉત્તર તરફ હાલના અજિતનાથ જૈન મંદિરથી ૨ કિલોમીટરના અંતરે તારણ માતાનું સ્થાનક આવ્યું છે. આ મંદિરમાં સ્થાપવામાં આવેલી તારાદેવીની સફેદ આરસની પ્રતિમાની બેઠકમાં "યે ધર્મા હેતુપ્રભવા:" એ બૌદ્ધ સારણીનું સૂત્ર કોતરાયેલું છે. આ સ્થાનકની પાસે આવેલી એક ગુફામાં ધારણદેવીનું સ્થાનક પણ આવ્યું છે. નજીકમાં જ આવેલી એક અન્ય ગુફા કે જે જોગીડાની ગુફા તરીકે સ્થાનિક પ્રજામાં જાણીતી છે, તેમાં એક તામ્રવર્ણી પથ્થરમાં બોધિવૃક્ષ નીચે બેઠેલી ચાર પ્રતિમાઓને કંડારવામાં આવી છે.

તારંગા ડુંગર પર કુમારપાળે અજિતનાથનું મંદિર બંધાવ્યું છે અને તેના ઉલ્લેખો કુમારપાળ પ્રતિબોધ, પ્રભાવકચરિત, કુમારપાળ પ્રબંધ, વીરવંશ ચરિત થતા ઉપદેશ તરંગિણીમાં જોવા મળે છે. વસ્તુપાળે તારંગાના અજિતનાથ ચૈત્યમાં આદિનાથ અને નેમિનાથના બિંબ વિક્રમ સંવત ૧૨૮૪ એટલે કે ઈસવીસન ૧૨૨૮ માં સ્થાપ્યાનો અભિલેખ પણ જોવા મળે છે. અજિતનાથ મંદિરના પ્રાંગણમાં એક નાના કીર્તિસ્તંભ ઉપર કુમારપાળના રાજ્યકાળના અંતિમ વર્ષ ઈસવીસન ૧૧૭૪-૭૫, વિક્રમ સંવત ૧૨૩૦ નો અભિલેખ પણ કોતરાયેલો જોવા મળે છે. આ અજિતનાથ મંદિરનો જીર્ણોદ્ધાર વિક્રમ સંવત ૧૬૪૨ એટલે કે ઈસવીસન ૧૫૮૬ માં કરાયાનો ઉલ્લેખ ધરાવતો એક શિલાલેખ પણ અહીં જોવા મળે છે.

તારંગાગિરિ ઉપરના હાલના સિદ્ધશિલા નામના સ્થાનક પહેલા આ સ્થળે સિદ્ધાયિકા માતાનું મંદિર હોવાનું ભારતીબહેન શેલત નોંધે છે. આ સ્થાન હાલના મુખ્ય મંદિર અજિતનાથ પ્રાસાદની વાયવ્યમાં એક ઊંચી ટેકરી પર આવેલું છે. અહીં ચૌમુખજીની પ્રતિમા અને અજિતનાથના પગલાંને સ્થાપિત કરાયાં છે; જેના પર ઈસવીસન ૧૭૭૯-૮૦ એટલે કે વિક્રમ સંવત ૧૮૩૬ નો લેખ કોતરાયેલો જોઈ શકાય છે.

આ સમગ્ર પરિસરની આજુબાજુનો વિસ્તાર ટેકરીઓથી ઘેરાયેલો છે અને કુદરતી સંપત્તિથી ભરપૂર હોવાને કારણે આ સ્થળ પ્રવાસીઓનું માનીતું સ્થાન બની ગયું છે.

(ગુજરાતની અમૂલ્ય ધરોહર, કલાપ્રતિષ્ઠાન અંક ૨૭ સાભાર)



## બીન સાંભળી બહાવરાં બનતાં સંગીતપ્રેમી

# હરણાં

- જોરાવરસિંહ જાદવ

ફોટોસંદર્ભ : ટીમ અતુલ્ય વારસો



લોકસાહિત્યનો એક પ્રસંગ છે. સ્વામી પોતાના જીગરી દોસ્ત ઘોડાને ઘરની ભેંસનું ઘી પાય છે. એ વખતે પત્ની આડો હાથ દઈને એને વારે છે, ત્યારે સ્વામી સરવા સાદે કહે છે : 'ઘોડાને ઘી પાતાં તું મારો હાથ ન પકડ; કારણ કે, ઘોડો ઘી પીને તાકાતવાળો બનશે તો રાતનો લૂંટેલો માલ પ્રભાતના પહોરમાં ઘર ભેગો કરશે.'

ચતુર નારી સ્વામીને સામો સવાલ કરે છે.

આગ બટુકે વા ભખે, ઘોડાની મોર્ય જાય;

હું તુજને પૂછું કંથડા , ઈ હરણ કેસાં ઘી ખાય?

'હે મારા કહ્યાગરા કંથ! હું તમને એટલું જ પૂછું છું કે વનવગડામાં બળબળતા બપોરે આગની માલીપા પોતાના અંગને શેકી નાખતાં ને હવા ભરખીને રહેતાં હરણાં તમારા ઘોડાની મોર્ય નીકળી જાય છે. ઈ હરણ ક્યાં ઘી ખાવા જતાં હશે ? મોંઘા ભાવનું ઘી બગાડ્યા વિના પાટિયો મૂકી દો હેઠો. પંડ્યના દીકરા ઘી ખાશે તો બાપડા કાયા તોડીને કામ કરશે.'

હવામાં પોતાની કાયાને ફંગોળીને વીસ-વીસ ફૂટની લાંબી છલાંગો મારી તાકાતવાન અશ્વોની આગળ નીકળી જતાં હરણાં લોકસાહિત્ય અને લોકકળામાં પ્રણયના પ્રતીકરૂપે વધુ માનપાન પામ્યાં છે.

પ્રણયની વેદી પર બેલડીનું બલિદાન :

એકવાર એક રાજા અને રાણી જંગલમાં શિકાર કરવા માટે નીકળ્યા. શિકારની પાછળ ભમતા-ભમતા બપોર ચડી ગયા. પરસેવે નીતરતા રાજારાણી પાણીની શોધમાં ફરે છે. એવામાં ડુંગરાની ગાળીમાં પાણીનું નાનું એવું ખાબોચિયું ભરેલું. એ ખાબોચિયાને કાંઠે એક હરણ અને હરણી મરેલાં પડ્યાં હતાં. આ દ્રશ્ય જોઈને સ્વામીભક્ત નારીએ રાજાને આનું કારણ પૂછ્યું :

ખડો ન દીસે પારધી, લગો ન દીસે બાણ;

હું તુજને પૂછું હો પિયા, કીસ બીધ તજ્યા પિરાણ?

હે સ્વામી ! અહીં કોઈ પારધી ઊભેલો જણાતો નથી. મરણને શરણ થયેલા હરણ-હરણીનાં શરીર પર તીર વાગ્યાનું કોઈ નિશાન જણાતું નથી. તો પછી આ જોડું કેવી રીતે મૃત્યુ પામ્યું હશે?' ચતુરાઈ જેના ચિત્તમાં આંટો દઈ ગયેલી હોય, એવા કવિઓની સંગતમાં રહેનારા ઉર્મિશીલ રાજાનું અંતર જવાબ આપે છે :

જલ થોરો નેહ ઘણો, લાગ્યો પ્રીતકો બાણ;

તું પી તું પી કરત આ, મિરગા તજ્યા પિરાણ.

ઉનાળાની રવરવતી બપોરે પાણીની શોધમાં નીકળેલું આ હરણનું મનોહર જોડું મૃગજળ પાછળ રખડી-રખડીને થાક્યું હશે. તરસથી વ્યાકુળ બન્યું હશે. પાણીની શોધમાં ફરતાં એમની નજર આ પાણીના ખાબોચિયા પર પડી. પાણી થોડું છે, તરસ બહુ છે. બંને જણા પીએ તો પાણી ખૂટે. બંનેના તરસ્યા જીવ જાય એવી સ્થિતિ છે. હરણ મનમાં વિચાર કરે છે, 'જો હું પાણી પી જઈશ તો ભોળી હરણી તરસે તરફડીને પ્રાણ છોડી દેશે. મારાથી એવા એકલપેટા તો ન જ બનાય.' હરણીનું અંતર બોલી ઊઠે છે, 'પાણી પીઉં તો મારો હરણ તરસ્યો મરી જાય. એને નજર  આગળ મરતો મારાથી ન જોવાય. મારી જોડી ખંડિત થઈ જાય. હું મરી જાઉં તો એને બીજી હરણીય મળી રહેશે.'

આમ હરણનું પ્રેમી જોડું પોતાની ભાષામાં એકબીજાને સંકેતથી કહે છે, 'તું પી, તું પી' આમ કહેતાં કહેતાં બંને જણાએ તૃષાથી વ્યાકુળ બની પ્રેમની વેદી પર પોતાની જાતને ઓળઘોળ કરી દીધી હશે.'

### બીન પર કુરબાન :

મૂંગા જાનવરો સંગીતપ્રેમી હોવાની ઘણી લોકકથાઓ મળી આવે છે. બહાવરાં બનીને મૃગલાંઓ બીનનો અવાજ સાંભળવા આતુર બને છે. તેથી જ કહેવાય છે કે

ગધાડા વસે ગામમાં, ત થ રાગે ન રીઝાય;<br>ઓલ્યા મૃગલા જો ને મૂંઝાય, બીન ઉપર થઈ બહાવરાં.

બીનનો મધુર અવાજ સાંભળવા મૃગલાંઓ તીરથી વીંધાઈ જાય છે, છતાં પોતાના પ્રાણની જરા પણ પરવા કરતા નથી. 'પ્રવીણ સાગર' માં પ્રેમની બલિહારી સમજાવતો સરસ મજાનો સવૈયો છેઃ

બંધનકો ન બિચારત હૈ અરૂ, બિનકો નાદ સુની મૃગ<br>મોહે, પંકજ બંધ સહે જ્યું મધુકર, ચાતુક સ્વાંત બિના તરસ્યો હે<br>ચંદ બિના ક્યું ચકોર ચુગે, શિખિ દીપક દેખી પતંગ જર્યો હે<br>પ્રાન ગુમાવનકી ન પરે કલ સાગર પ્રેમકો નેમ ઐસો હે

પ્રેમનો નિયમ એવો છે કે મૃગ વીંધાઈ જવાનો વિચાર કરતો નથી પણ વીણાનો નાદ સાંભળીને તેમાં મોહી રહે છે. ભમરો કમળના બંધનને સહન કરે છે. ચાતક પક્ષી બારેમાસ સ્વાતિના બુંદ વગર તરસ્યો જ રહે છે, તેમ ચંદ્રના પ્રકાશ વગર ચકોર પક્ષી દેવતાને ખાય છે. વળી દીવાને જોઈને પતંગિયું તેમાં ઝંપલાવીને બળી મરે છે. હે સાગર! એમાં બીજું કંઈ નહીં, પણ પ્રેમની બલિહારી છે કે પ્રેમીઓ પ્રાણ ગુમાવવાની પરવા કદીયે કરતાં નથી.

### ભાત ભાતનાં હરણ :

હરણને માટે કુરંગ, મૃગ, હરિન, વાતપ, અષત, હરિ વગેરે નામો 'અમરકોશ'માંથી આપણને મળે છે. મૃગને લોકજીવનમાં મરઘલા તરીકે ઓળખાવ્યો છે, લોકગીતોમાં સંબોધ્યો છે તેમજ લોકભરત અને ચીતરમાં ઓળખ્યો છે. પશુશાસ્ત્રની દ્રષ્ટિએ હરણની ચિત્તલ (સ્પોટેડ ડિયર), સાબર, પાડા, ગોંદકડક, કસ્તૂરી મૃગ, સંગાઈ, છીંકરા, કાળા હરણ વગેરે અનેક જાતો મળે છે.

આ બધામાં ચિત્તલ, કસ્તૂરી મૃગ અને કાળું હરણ જાણીતાં છે. ચિત્તલ ભારતનું અત્યંત પ્રસિદ્ધ અને સુંદર હરણ છે. એને 'સુવર્ણમૃગ' ને નામે પણ ઓળખવામાં આવે છે. સીતાજીએ પોતાનો કંચવો સીવડાવવા માટે રામચંદ્રજીને સોનાનો મરઘલો મારવા મોકલ્યા હતા તે આ હરણ છે. ચિત્તલ નર હરણને લાંબા ત્રણ ફાંટાવાળા શીંગડા હોય છે. માદાને શીંગડા હોતાં નથી. ઉત્તર ભારત, મધ્ય ભારત અને દક્ષિણ ભારતમાં જોવા મળતાં સોનેરી મૃગની ઊંચાઈ ૩ ફૂટ ૨ ઈંચથી લઈને ૩ ફૂટ ૬ ઈંચ સુધીની અને શીંગડાની લંબાઈ ત્રણથી સવા ત્રણ ફૂટ જેટલી હોય છે.

સુવર્ણમૃગ ટોળામાં રહેનારું પ્રાણી છે. પંદર-વીસથી લઈને એંશી-સો મૃગનું ટોળું ગાઢ જંગલમાં ઊગેલા વાંસ અને વેલીઓથી વીંટળાયેલા વૃક્ષોની આસપાસમાં ઝરણાં વહેતાં હોય એવી રમણીય જગ્યાએ રહે છે. સવારના ઠંડા પહોરે આ મૃગ જોવા મળે છે. તડકો ચડતાં જંગલમાં પેસી જાય છે. મૃગને પાણી અત્યંત પ્રિય હોય છે. પાણીમાં પડવાની અને તરવાની એમને મજા પડતી હોય છે. નર મૃગના શીંગડા અમુક સમયે ખરી પડે છે અને પછી નવાં ઉગે છે. ગામડાના લોકો આ શીંગડા લાવીને પાંસળીના દુઃખાવા પર ઘસીને લગાડે છે.

વનમાં વિહરતા મૃગોને કાને અવાજ અથડાય તો ઊભા રહીને ચારે બાજુ નજર કરે છે અને પછી તીણો અવાજ કરીને ભાગે છે.

### કસ્તૂરી-મૃગ :

કસ્તૂરી મૃગનું સર્જન એ કુદરતની કમાલ છે. ભારતમાં કાશ્મીરથી માંડીને હિમાચલ પ્રદેશ, ટેકરી ગઢવાલ, કુમાઉં અને સિક્કિમ સુધી આ જાનવરો જોવા મળે છે. પોતાની નાભિમાં રહેલી કસ્તૂરીની સુગંધને કારણે તેને મેળવવા માટે આ હરણાઓ જંગલમાં ભાગાભાગ કરે છે, એવી અનેક લોકકલ્પનાઓ કસ્તૂરી મૃગ સાથે જોડાયેલી જોવા મળે છે.

શીંગડા વગરના નર અને માદા કસ્તૂરી મૃગની લંબાઈ ૩ ફૂટ અને ઊંચાઈ વીસ ઈંચ હોય છે. રંગ ઘેરો ભૂરો હોય છે. આગળના પગ કરતાં પાછળના પગ થોડા વધુ લાંબા હોય છે. આ મૃગ સ્વભાવે સસલાં જેવાં ડરપોક હોય છે. વસંતઋતુમાં હિમાલય પર બરફ વરસવાનો શરૂ થાય ત્યારે તે બરફમાં પોતાના ખોરાક માટે મોજથી ફરે છે અને કેદાર વૃક્ષના સુગંધી પાંદડાં ચરે છે.

### ખોટી લોકવાયકા :

એવી લોકવાયકા છે કે કસ્તૂરી મૃગના શરીરમાં પેદા થતી અતિ કીમતી કસ્તૂરી તેમની નાભિમાં કે નાભિ પાસેની ગ્રંથિમાં બને છે. આ વાત સાચી નથી. આ કસ્તૂરી નામનો સુગંધી પદાર્થ મૃગની જનનેન્દ્રીય પાસે આવેલી એક નાની વિશેષ ગ્રંથિમાં પેદા થાય છે. જંતુશાસ્ત્રના નિષ્ણાતો ડૉ. હેમ્સન અને એડમ્સ કહે છે કે, કસ્તૂરી મૃગની સંભોગઋતુ સમયે એટલે કે, ડિસેમ્બર-જાન્યુઆરીમાં તેના અંગમાં કસ્તૂરી રહે છે અને ચંદ્રની કળા પ્રમાણે વધે-ઘટે છે. દંડીસ્વામી દત્તયોગેશ્વરદેવ લખે છે કે એક વર્ષના નર કસ્તૂરી મૃગમાં કસ્તૂરી હોતી નથી. બીજે વર્ષે તો દૂધ જેવી પ્રવાહી કસ્તૂરી થાય છે.

મોટી મોટી છલાંગો ભરીને તીવ્ર ગતિથી દોડતા કસ્તૂરી મૃગને જીવતો પકડવો અસંભવ છે. તે જ્યાં બેસે છે અથવા પેશાબ કરે છે ત્યાં ચોમેર કસ્તૂરીની સુગંધ ફેલાઈ જાય છે. એ સુગંધને આધારે શિકારી લોકોના ચપળ કૂતરાઓ કસ્તૂરી મૃગનો પીછો કરી મહામહેનતે તેને મારે છે. ત્યારબાદ શિકારી લોકો મૃગની જનનેન્દ્રીયની નજીકની ગ્રંથિ ફાડીને તેમાંથી કસ્તૂરી કાઢી લે છે. એ વખતે કસ્તૂરીની સુગંધ એટલી બધી તીવ્ર હોય છે કે શિકારી નાકે કપડું વીંટ્યા વિના એને કાઢી શકતો નથી. જો મોં અને નાકે કપડું વીંટ્યા વિના કસ્તૂરી કાઢે તો એની ભયંકર ગરમ તાસીરને કારણે શિકારીના નાકમાંથી લોહી પડવા લાગે છે. ચોખાના દાણા જેટલી અસલ કસ્તૂરી દૂધ કે ચામાં નાખીને પીવાય તો શિયાળાની હાડ થથરાવી દેતી ઠંડીમાં માણસને પરસેવે રેબઝેબ કરી નાખે છે. મૃગના શરીરમાંથી નીકળતી કસ્તૂરીની ગાંઠને 'નાભો' કહે છે. એક નાભામાં અર્ધાથી માંડીને અઢી તોલા સુધીના વજનની કસ્તૂરી મળે છે. મોટી ઉંમરના કસ્તૂરી મૃગના શરીરમાં અરીઠાના ઠળિયા જેવા આકારની ઉત્તમ પ્રકારની અને મોંઘામૂલની દાણાદાર કસ્તૂરી મળે છે. આ કસ્તૂરીનો રંગ બદામી અથવા રીંગણ જેવો હોય છે. કસ્તૂરી ચીકણી અને કાગળ પર દાબવાથી પીળો રંગ ચડી જાય તેવી હોય છે. આથી ઉસ્તાદ વેચનારાઓ તેમાં મરીનો ભૂકો અને અન્ય તીખી અને તીવ્ર વાસવાળી ચીજો ભરી તેનું વજન વધારી દેવાનો અખતરો કરતા હોય છે. ભોળા ખરીદનારને એ સૂંઘતા જ એવો ભ્રમ થવા માંડે છે કે, હમણા નાકમાંથી લોહી ટપકવા માંડશે. જોકે, નેપાળની ઉત્તમ કસ્તૂરીમાં અનેક ઔષધીય ગુણો હોવાથી દવાઓમાં વ્યાપક પ્રમાણમાં તેનો ઉપયોગ થાય છે.

### આગેવાની માટે જંગ :

'કૃષ્ણાસાર' અથવા 'કાલિયા'ના નામે ઓળખાતાં કાળાં હરણ ભારતના ખુલ્લા સપાટ વિસ્તારોના સુંદર જાનવર છે. આ જાનવરો જંગલમાં, ડુંગરમાં કે નદી-સરોવર કાંઠે જોવા મળતાં નથી. પંજાબ, રાજસ્થાન અને ઉત્તર પ્રદેશમાં બસો-ત્રણસોની ટોળીમાં આ જાનવરો ફરતાં જોવા મળે છે.

કાળાં હરણોની લંબાઈ ૪ ફૂટ અને ઊંચાઈ ૩૨ ઈંચ જેટલી છે. નર હરણને રૂઆબદાર શીંગડા હોય છે. આ હરણ સવારે, સાંજે અને રાતના ચરવા નીકળે છે. બપોરના આરામ કરે છે. એ વખતે હરણીઓ અને ક્યારેક હરણ ચોકીદારનું કામ પણ કરે છે. આજુબાજુ પાણી ન મળે ત્યારે ઘાસ, પાંદડાં અને ઘઉંના લીલા છોડ ખાઈને પાણીની તરસ બુઝાવી લે છે.

સૂકા સપાટ વિસ્તારોમાં હરણ એટલું તો ઝડપથી દોડે છે કે ભલભલો શિકારી કૂતરો પણ એને પકડી શકતો નથી. વર્ષાઋતુમાં તે ચીકણી જમીનમાં લપસી જવાને કારણે લાંબી છલાંગ મારી શકતું નથી એટલે જલદી થાકી જાય છે. બાકી તો ઘોડેસવાર પણ તેને પકડી શકતો નથી. જ્યારે તે વીસ-વીસ ફૂટની છલાંગ કૂદતું હોય ત્યારે આપણને હવામાં ઊડતું હોય તેમ જણાય છે. આ હરણ કલાકના ૬૦ માઈલની ઝડપે દોડી શકે છે એમ શ્રીરામ શર્મા નોંધે છે. કાળા હરણની ટોળીની આગેવાની લેવા માટે ક્યારેક નર હરણો વચ્ચે ભયંકર લડાઈ થાય છે. સવારથી શરૂ થયેલું યુદ્ધ બપોર સુધી અને ક્યારેક સાંજ સુધી પણ ચાલે છે. આ લડાઈ વખતે સામસામે ટકરાતાં શીંગડાના અવાજ દૂર સુધી સંભળાય છે .

### બકરીને ધાવીને ઉછરતું હરણું :

કાળાં હરણને બહુ સહેલાઈથી પાળી શકાય છે. આ હરણનું પાળેલું બચ્ચું બકરીનાં આંચળને ધાવીને દૂધ પીએ છે. પાળેલી હરણીઓ બકરીઓ સાથે વગડામાં ચરવા જાય છે ને બકરાંના ટોળામાં જ રહે છે. ક્યારેક બકરાથી એને બચ્ચાં પણ થાય છે. નર હરણને લોકો પાળતા નથી, કારણ કે તે મોટું થઈને ખૂબ જ તોફાની બની જાય છે અને અણિયાળા શીંગડાને કારણે એટલું જ ખતરનાક બને છે. કાળી હરણી ઉનાળાના દિવસોમાં સતત એકેક બચ્ચું આપે છે. કૂતરાંથી બચાવવા માટે એને ઘાસમાં સંતાડી રાખે છે.

બચ્ચું હરણી સાથે ફરતું થાય ત્યારે જો કૂતરાં એની પાછળ પડે તો હરણી બચ્ચાંને છોડીને ધીમી ચાલે ભાગે છે જેથી કૂતરાં એની પાછળ પડે. પછી ઝડપથી દોડીને લાંબું ચક્કર કાપી બચ્ચાં સાથે આવી જાય છે. કાળા હરણનું માંસ સ્વાદિષ્ટ લાગતું હોવાથી આજે તો આ જાનવરની પ્રજાતિનું લગભગ નિકંદન નીકળી ગયું છે.

### સુંદર આંખોવાળા છિંકારા :

છિંકારું હરણ આકારમાં કાળા હરણથી થોડુંક નાનું હોય છે, નર છિંકારાની જેમ માદાને પણ શીંગડા હોય છે. પંજાબ, હરિયાણા, મથુરા અને આગ્રાનાં જંગલોમાં ક્યારેક નજરે ચડતાં આ હરણોની આંખો અતિ સુંદર હોય છે. આને કારણે જ સુંદર, અતિસુંદર આંખોવાળી નારીને માટે આપણે ત્યાં 'મૃગનયની' શબ્દ વપરાય છે.

### લોકકથામાં હરણ :

પૌરાણિક કથાઓ, લોકકથાઓ, પંચતંત્ર, સંસ્કૃત અને પ્રાકૃત ભાષામાં મળતી પ્રાચીન લોકકથાઓમાં હરણોની સચ્ચાઈ, પ્રામાણિકતા, વચનપાલન, ભોળપણ અને બલિદાનની ઉજળી ગાથાઓ આલેખાયેલી છે. મહાશિવરાત્રિનો દિવસ એટલે ધર્મનિષ્ઠ સત્યવ્રતી હરણાના સ્મરણનો દિવસ. એની એક સરસ મજાની કથા 'જીવતા તહેવારો'માં કાકાસાહેબ કાલેલકરે નોંધી છે.

એક વિશાળ વન હતું. વનમાં સોહામણું સરોવર હતું. ત્યાં કેટલાંક હરણાં રહેતાં હતાં. આ સરોવરને કાંઠે બિલિનું એક ઝાડ હતું. એ ઝાડની નીચે પાષાણરૂપમાં મહાદેવજી બિરાજમાન હતા. હરણાં રોજ તળાવમાં સ્નાન કરે, મહાદેવજીનાં દર્શન કરે અને પછી ચરવા માટે જાય. બપોરે આવીને બિલિને છાંયે વિશ્રામ કરે અને સાંજે સરોવરનું પાણી પીએ, મહાદેવજીનાં દર્શન કરે અને પછી સૂઈ જાય. કશાંય શાસ્ત્રો ભણ્યા વગર જ હરણાંને ધર્મનું જ્ઞાન થયું હતું, તેથી સંતોષપૂર્વક પોતાનું જીવન નિર્દોષપણે વીતાવતાં હતાં.



એવામાં માઘ મહિનાની કૃષ્ણપક્ષની ચતુર્દશીને દિવસે એક વિકરાળ પારધી વનમાં પેઠો. પોતે તો ભૂખ્યો હતો જ પણ એના બાલબચ્ચાંય ઘરે ભૂખ્યાં હતાં. આથી આ જંગલમાં રાતના કંઈક શિકાર જડી જાય તો સારું એવી આશા કરીને એ બિલિના ઝાડ પર ચડીને બેઠો. રાત અંધારી હતી. ઝાડ પરથી તળાવ જોઈ શકાય એ માટે એણે બિલિના પાંદડા ને ડાળીઓ તોડીને નીચે નાખ્યા. એટલામાં બે-ચાર હરણાં સરોવરમાં પાણી પીવાં આવ્યાં. તેઓ ઝાડ પર બેઠેલા પારધીને ધનુષ્યબાણ ચડાવતો જોઈને નિરાશાના અવાજમાં બોલ્યાં :

ભો : ભો : વ્યાધ ! તારા ધનુષ્યબાણ ચડાવ મા.

અમને મરવાનું જરાયે દુઃખ નથી, પણ ઘરે બાળ-બચ્ચાં અને સગાવહાલાં છે. એમને મળી આવવા દે, અમારા વિરહમાં બિચારાં ઝૂરીને મરી જશે. અમે સૌને મળીને સૂર્યોદય પહેલાં હાજર થઈ જઈશું. ત્યારે પારધી ખડખડ હસ્યો ને બોલ્યો : 'હવે તમને જવા દઉં તો મારા જેવો મૂરખ બીજો કોણ હોય? મારા ઘરેય બાળકો ભૂખે મરે છે. ભૂખના દુઃખે તો મેં રાત માથે લીધી છે.'

ગરીબ હરણાં કરગરીને કહેવા લાગ્યાં, 'તારી જેમ જ બાળબચ્ચાં અમારા ઘેર છે. એ બાપડા સવારમાં ભૂખ્યાં પેટે અમારી વાટ જોતાં હશે. અમે એમને ધવરાવી, ખવરાવી, મળીદળીને પાછાં આવશું. એકવાર અમારા વચનની પરીક્ષા તો કરી જો, ભલા માણસ! અમારામાં ને માણસમાં આટલો ફેર છે.'

ભોળાં હરણોની વાત સાંભળીને પારધીને આશ્ચર્ય થયું. એટલે સવારે પાછા આવવાની શરતે હરણોને જવા દીધાં. પછી પોતે બિલિના પાંદડા તોડતો આખી રાત ઝાડ પર બેસીને સવાર પડવાની રાહ જોતો બેસી રહ્યો. હરણો ઘેર ગયાં, બાળ-બચ્ચાંને ભેટ્યાં. નાનાં બચ્ચાંને શીંગડાથી ખંજવાળ્યાં ને પછી ધરાઈને ચાટ્યાં. આમ હેત વરસાવી બનેલી વાત બધાને કહી સંભળાવી ને સૌની વિદાય માંગી.

પૂર્વમાં આ તરફ સૂર્ય દેખાયો ને સામેની તરફ વચનપાલક હરણોનું ટોળું દેખાયું. સ્વેચ્છાએ મરણ વહોરી લેવાથી મોક્ષ મળે છે, એમ કહીને હરણોનો આખો પરિવાર બાળબચ્ચાં સાથે પારધીના હિંસકપણાની જાણે કે પરીક્ષા કરવા ન નીકળ્યો હોય તેમ તેની સન્મુખ આવીને ઊભો રહ્યો અને કહ્યું : 'ભાઈ પારધી ! હવે અમે મરવા માટે તૈયાર છીએ, ચલાવ તારાં તીર."

ત્યારે સાથે આવેલાં હરણનાં બચ્ચાં કાલી બોલીમાં બોલી ઊઠ્યાં : 'ભલા પારધી ! અમને પણ માલ. અમને માલવાથી તાલાં બચ્ચાંની ભૂખ સંતોષાશે.'

બાળહરણની વાત સાંભળતાં જ પારધીના હૃદયમાં રહેલો હિંસક રાક્ષસ હાલી ગયો. એની હિંસા રાત્રિની પેઠે ઓગળી ગઈ. ઉપવાસ અને રાત્રિનું જાગરણ થવાથી એની વૃત્તિ અંતર્મુખ થઈ હતી. બિલિપત્રના પડવાથી મહાદેવજી તેના પર પ્રસન્ન થયા હતા. પારધી તો પ્રતિજ્ઞાપાલક હરણાંનું ધર્માચરણ જોઈને દંગ બની ગયો. એનાં હૃદયમાં નવીન પ્રકાશ પડ્યો. તે ઝાડ ઉપરથી નીચે ઊતર્યો અને હરણાંને શરણે ગયો. આકાશમાંથી શ્વેત પુષ્પોની વૃષ્ટિ થઈ. કૈલાસમાંથી મોટું વિમાન ઊતરી આવ્યું, તેમાં પારધી અને હરણાં બેઠાં અને કલ્યાણકારી શિવનું સ્મરણ કરતાં-કરતાં શિવલોકમાં સીધાવ્યાં.

આજે પણ તે 'હરણ્ય' (સાત તારા) ના સ્વરૂપે આકાશમાં દિવ્યરૂપે પ્રકાશે છે. હરણો અને પારધી સ્વર્ગમાં ગયા તે દિવસ શિવરાત્રિનો હતો.

આ હરણોના સ્મરણમાં આજે પણ શિવરાત્રિનો તહેવાર ઉજવાય છે. લોકો શંકર ભગવાનની પૂજા કરીને ઉપવાસ કરે છે અને શક્કરિયાં-બટાકાનું ફરાળ કરી સત્યવ્રતપણુ અને ધર્માચરણની પ્રેરણા મેળવે છે.

વાળા રજપૂતોની હરણપૂજા :

પુત્રોના જીવ બચાવી પોતાની જાતનું બલિદાન દઈ દેનારા હરણોની વાળા રજપૂતો પૂજા કરે છે. હરણાંના ટોળાં હાલ્યાં જતાં હોય તોપણ સોરઠના વાળા કાઠી કે વાળા રાજપૂત એના પર કદી ઘા કરતા નથી કે કોઈને ઘા કરવા દેતા નથી. એની સરસ કથા 'સૌરાષ્ટ્રની રસધાર'માં સ્વ. મેઘાણીભાઈએ 'વાળાની હરણપૂજા'ના નામે નોંધી છે.

બાદશાહની કચેરીમાં કોઈ હઠીલો ચારણ હોડ વદી બેઠો ત્યારે બાદશાહ બોલ્યા : 'હસીને માથાં ઉતારી દેનારાં રાજપૂતો હવે મરી ખૂટ્યાં.'

એટલે ચારણે કહ્યું : 'બાદશાહ! તમને ખબર નથી. કાઠિયાવાડના મલક માથે એવા રાજપૂતો જીવતા જાગતા બેઠા છે, જેમના સાત-સાત દીકરાના શિર વધેરી લ્યો, તોય હસતાં-હસતાં મોતને ઓળઘોળ કરે.'

બાદશાહ ગમ્મતે ચડ્યો : 'ગઢવી, હવે એવા રાજપૂતને લાવો નહીંતર તમારા સાતેય દીકરાનો શિરચ્છેદ કરું.'

દીકરાને સોંપી ગઢવી ચાલી નીકળ્યા. ક્ષત્રિયો પાસે જઈને સાત દીકરાના માથાનો સવાલ કરે છે. પેટના દીકરાના માથાં કપાવા કોનું હૈયું કબૂલ કરે? એમ કરતાં છ મહિનાની અવધિ વીતી ગઈ. ગઢવી કાઠિયાવાડના વાળા ગામમાં પહોંચ્યો. એ ગામમાં વાળો રાજ કરે. વાળાએ ચારણનો સવાલ સાંભળી સાતે દીકરાને બોલાવ્યા. સાતે દીકરાઓએ બાપુનો બોલ માથે ચડાવ્યો. સાત દીકરા અને એના પિતાને લઈને ચારણ બાદશાહની કચેરીમાં આવ્યો અને ક્ષત્રિય જાતની જય બોલાવી. બીજે દિવસે નગરમાં વાત ફેલાઈ ગઈ. કચેરીમાં મેદની માતી નથી.

બાદશાહ કહે, 'વાળા! તમારે મારી સાથે ચોપાટ રમવી પડશે. એ દીકરાના માથા ધડથી જુદા થશે ત્યારે જો શરતચૂક થશે કે નિસાસો પણ નીકળશે તો દાન ફોક થશે ને હું ચારણના દીકરાનો જાન લઈશ.' ચોપાટ મંડાઈ. વાળાના મોટા દીકરાને મેડી પર લઈ ગયા. ધડામ અવાજ થયો. એનું માથું પડ્યું. ઘડીવારમાં તો બે મોટી આંખો સાથે ચારણનો દીકરો હાજર થયો. બાદશાહ બોલ્યા : 'વાળા આ આંખો પગ તળે કચરો.' વાળાએ આંખો ચગદીને હસતા-હસતા ચોપાટ શરૂ કરી. એમ કરતાં કરતાં છ વાળાના મોટા દીકરાને મેડી પર લઈ ગયા. ધડામ અવાજ થયો. એનું માથું પડ્યું. ઘડીવારમાં તો બે મોટી આંખો સાથે ચારણનો દીકરો હાજર થયો. બાદશાહ બોલ્યા : 'વાળા આ આંખો પગ તળે કચરો.' વાળાએ આંખો ચગદીને હસતા-હસતા ચોપાટ શરૂ કરી. એમ કરતાં કરતાં છ દીકરાઓની જીવનલીલા સમાપ્ત થઈ. વાળાના ચહેરા પરથી નૂર ઊડી ગયું. ત્યાં સાતમો ધડાકો થયો. વાળાના હાથમાં બે આંખો આવી. આંખો કચરતાં જ વાળાની આંખમાંથી આંસુ દોડી આવ્યાં.

બાદશાહ બોલી ઊઠ્યા : 'સખાવત ફોક ગઈ. ચારણનાં દીકરાનાં ડોકાં ઉડાવી દો!' ત્યારે વાળો ગરીબડો બનીને કહે છે : 'બાદશાહ સલામત! હું મારા દીકરાઓને માટે નથી રોતો. પણ આ સાતમો નાનેરો બાળ મરાયો એ મારો નહોતો. આ તો એક માણસનો જીવ ઉગારવા બીજા પરાયા બાળકને મરવું પડ્યું. મારે વધુ એક દીકરો હોત તો પારકા પેટની હત્યા ન થાત. છ દીકરા મારા પંડ્યના હતા ને સાતમો તો મને પાદરમાંથી ત્યજાયેલો મળ્યો હતો. એના ગળામાં ચિઠ્ઠી હતી કે ચારણનો દીકરો છે. એના બાપને જોશીએ કહેલું કે દીકરાનું મોં જોઈશ તો આંધળો થઈશ એટલે રેઢો મૂકીને જઈએ છીએ. બચાવશો તો પુણ્ય થશે. બાદશાહ, એ બાળકને હું ઘેર લાવ્યો. સગે હાથે ઉછેરીને મોટો કર્યો. જગતે જાણ્યું કે એ મારો જ દીકરો છે જહાંપનાહ! આજ હું રોઉં છું, કારણ કે એક દીકરાની ખોટે આજ એ નાનેથી ઉછરેલા પારકા દીકરાનો પ્રાણ ગયો.'

બાદશાહે ખડખડ હસીને કહ્યું, 'શાબાશ, રાજપૂત! તમારા ત્યાગ અને બલિદાનનો જોટો જગતમાં જડે એમ નથી. તમારા પુત્રો જીવતાં જ છે. ક્ષત્રિય બચ્ચા! બાદશાહ લોહીનો તરસ્યો નથી. એને તો તમારી કસોટી જ કરવી હતી.'

'ત્યારે આ ચગદી એ આંખો કોની? મારા દીકરાને બદલે કોણ મર્યું?'

'સાત હરણાં !!'

ત્યારે વાળો રાજપૂત ઉનો ફફળતો નિઃશ્વાસ નાખીને બોલ્યો : 'આજથી એ પરગજુ હરણાં મારા ને મારા તમામ વંશજોને પૂજવાનાં પ્રાણીઓ બન્યાં.'

ત્યારથી વાળા રજપૂતો હરણોની પૂજા કરે છે અને કદી હરણોનો શિકાર કરતા નથી.

**શિલ્પકળામાં હરણ :**

ભારતીય કલાકારીગરીમાં પણ હરણ જોવા મળે છે. બૌદ્ધકલામાં આ પશુને અનેક પ્રસંગોએ આલેખવામાં આવ્યું. સર્વપ્રથમ ભગવાન બુદ્ધનું ધર્મચક્ર પ્રવર્તન જ્યાં દર્શાવાયું છે એ પ્રતિમાની ચોકીની મધ્યમાં બે હરણ સહિત ચક્ર કોતરવામાં આવ્યું છે. આ ચિહ્ન સારનાથનું દ્યોતક છે, જ્યાં બુદ્ધે ધર્મચક્ર પરિવર્તન કર્યું હતું. મૂર્તિઓની ચોકી પર પણ હરણયુક્ત ચક્ર કોતરેલું છે. એ બુદ્ધના પ્રથમ ઉપદેશને વ્યક્ત કરે છે.

ગંધારકલામાં તો શૈલી સુધી એનો પ્રયોગ થતો રહ્યો છે. હરણનો સંબંધ સારનાથ સાથે એટલા માટે જોડવામાં આવ્યો છે કે એ સ્થળનું પ્રાચીન નામ મૃગદાવ હતું. અહીં બોધિસત્વ હરણના રૂપે (સારંગીનાથ) જન્મ્યા હતા. એ સારંગીનાથનું વિકૃત રૂપ વર્તમાન સારનાથ માનવામાં આવે છે. ભારહૂતની વેદિકા પર એક કથાનક કોતરવામાં આવ્યું છે, જે 'મૃગજાતક' તરીકે જાણીતું છે. એ મૃગે બોધિસત્વને જળમાં ડૂબતા બચાવ્યા હતા. મથુરાની વેદિકા પર પણ અહીં-તહીં હરણની આકૃતિ જોવા મળે છે.

**લોકકળામાં મૃગ :**

લોકજીવનમાં હરણોને પાળવાનું પ્રચલન બહુ ઓછું છે. અન્ય પશુઓને પાળીને લોકોએ તેમને ઉપયોગમાં લીધાં છે, પણ હરણ એ દ્રષ્ટિએ ઝાઝું ઉપયોગી જણાયું લાગતું નથી. આકાશમાં ઉગતા ચંદ્રના રથ સાથે હરણને જોડેલું જોઈ શકાય છે, અને ક્યારેક કોઈક શોખીન લોકો બાળકો માટે હરણગાડી બનાવીને હરણને જોડે છે. ક્યારેક કોઈ સાધુબાવા હરણને પાળે છે. બાકી કૂતરાં હરણને મારી ખાતા હોવાથી લોકજીવનમાં જીવહિંસા ટાળવા માટે પણ હરણો પાળવામાં આવતા નથી. જૂના કાળમાં કણ્વઋષિના આશ્રમમાં હરણો રહેતાં અને બાળકો સાથે રમતાં તેવા ઉલ્લેખો શાકુંતલમાં મળે છે. શકુંતલાને વિદાય આપવા હરણો પણ ગયાં હતાં તેમ કાલિદાસે નોંધ્યું છે.

પ્રાચીન ચિત્રકળાઓમાં ખાસ કરીને મોગલ શૈલી, કાંગરા શૈલી અને રાગરાગિણીનાં ચિત્રોમાં હરણોનાં કલાત્મક આલેખનો મળે છે. શિકારનાં ચિત્રોમાં હરણોની તરલ ગતિનાં કલાત્મક આલેખનો મળે છે. મધ્યકાલીન ચિત્રકારોએ સુવર્ણમૃગને સુંદર રીતે ચીતર્યો છે.

'કુમાર'ના કલા અંકમાં શ્રી ખોડીદાસ પરમાર નોંધે છે કે, 'સીતાજીને લોભાવનાર સોનેરી મૃગમાં કંઈક અનેરી ભાત તો હોય જ ને! મધ્યકાલીન ચિત્રકારે ચીતરેલો, તરંગિત આંખોવાળો અને બે ડોકાળો મૃગ આપણને લગભગ પંદરમી સદીના અધગાળે પશ્ચિમ ભારતની ગુજરાતી શૈલીમાં ચીતરાયેલા પુસ્તક 'બાલગોપાલ સ્તુતિ'માં જોવા મળે છે.



ભિન્ન ચાર શરીર અને એક મુખવાળો મૃગ અજન્ટામાં છે પણ તેનો હેતુ માત્ર શોભનનો કે કમલકૌશલથી જનમનોરંજન કરવાનો છે; જ્યારે અહીં તો મૃગની લીલા વર્ણવી સીતાજીને લોભાવવાનો પ્રયત્ન છે. તેથી જ ચિત્રકારે તેને બે ડોકાળો ચીતર્યો છે. સીતાજીની નજરને પકડી લેવા માટે મૃદુ ગરદનથી ચકળવિકળ આંખે તે જુએ છે. ઘડીક દર્ભ ચરે છે. શાકુંતલમાં પણ રાજા દુષ્યંતને ખેંચી જતો મૃગ (કાળિયાર) આવા જ ડોકભંગીના યત્નો કરતો દોડે છે ને!' શ્રી ખોડીદાસ પરમાર વધુમાં નોંધે છે કે આવો બે ડોકાળો મૃગ સૌપ્રથમ માત્ર પશ્ચિમ ભારતની ચિત્રશૈલીમાં દેખાય છે. ત્યાર પછી લોકકળામાં ઠેરઠેર નજરે પડે છે. પશ્ચિમ ભારતની ચિત્રશૈલીમાં ઝાડ, પશુ, પંખી આદિ લોકકળાની વધુ નજદીક છે. લોકશૈલી જાણે તેના ડગમાં ડગ માંડીને ચાલતી હોય એમ દેખાય છે. સૌરાષ્ટ્રમાં હજુય શોભનશૈલીમાં થતાં ભરતચીતરમાં આવો મૃગ ઘણે ઠેકાણે દેખાય છે. ૫૦ થી ૭૫ વર્ષ પહેલાના કાઠી, મોચી અને લોકશૈલીનાં ભરતમાં આવા ઘણાં મૃગ જોવા મળે છે. મોતીના પરોવણામાં પણ આ સોનમૃગ સુંદર રીતે ગંઠાયો છે. છાપાના અને દેવીપૂજક લોકોની છાપેલી પિછવાઈઓમાં પણ તે છે, અને સૌરાષ્ટ્રી નારીએ તેને અવનવી રીતે ભર્યો-ચીતર્યો છે. લોકશૈલીના ભરતમાં બે ડોકાળા મૃગની આકૃતિ ધીમે ધીમે અપભ્રંશ થઈ ગયા છતાં તેમાં મૃગનો આકાર તો સહેજે પારખી શકાય છે, પણ શોભનતત્વ વધી ગયું છે. સૌરાષ્ટ્રની લોકકળામાં બે ડોકાળા મૃગનો આકાર હવે તો દૃઢ થઈ ગયો છે. આમ બે ડોકાળા મૃગનો આકાર લગભગ પાંચમી સદી જેટલો જૂનો છે, પણ તેની પરંપરા સૌરાષ્ટ્રની લોકકળામાં ભરત, મોતીપરોવણું, ઓળખચિત્ર વગેરેમાં અત્યારે જોવા મળે છે અને આજેય તે અનેકવિધ રીતે ચીતરાઈ રહ્યો છે.

**મૃગના શુકન-અપશુકન :** શુકનશાસ્ત્રમાં મૃગના શુકન-અપશુકન અંગે પણ વિશદ વિચારણા કરવામાં આવી છે.

મૃગ બાએઁ તે દાહિને, આવે તો તત્કાલ;<br>
જય લક્ષ્મી પ્રાપ્તિ કરે, ચલતે પ્રાતઃ હિ કાલ. (૧)<br>
દાહિને તે બાએઁ હરિણ, આવહિં જો ઉત્તાલ;<br>
તો તતછિન હી સુખ લહે, ચલતે સંધ્યા કાલ. (૨)

(જો મુસાફરીએ જનારને હરણ પ્રાતઃકાળે જમણી તરફથી ડાબી તરફ જતું જોવા મળે તો તત્કાળ એને જય અને લક્ષ્મીની પ્રાપ્તિ થાય છે. સંધ્યા સમયે ડાબી તરફથી જમણી તરફ જતું જોવા મળે તો સુખની પ્રાપ્તિ થાય છે.)

'શુકનમુક્તાવલિ'માં નીચે મુજબના દુહા મળે છેઃ

પ્રાતઃ સમય મૃગ શ્યામ રંગ, મિલે દાહિનૈ સુક્ખ;<br>
ઔર વરણ કે જો મિલે, કરે હાનિ અરુ દુક્ખ. (૩)<br>
શ્યામ રંગ કે મૃગ વિના, ચલત મિલે મૃગ વામ;<br>
તૌ નિશ્ચય યોં જાનિયૈ પૂર્ણ હોહિં સબ કામ. (૪)<br>
એક પાંચ નવ સાત પુનિ, એકાદશ મૃગ જાનિ;<br>
હૌહિ દાહિનૈ ચલત જા, કરિ હૈ લાભ નિદાન. (૫)<br>
ચલત વામ જો હોય મૃગ, તીન તીન અરુ પાંચ;<br>
તૌ નિશ્ચય યૌ જાનિયો, કરે લાભ સુખ સાંચ; (૬)<br>
ચલત દાહિનો કરિ વિષ્ટા મૂત્ર તેઉ છીંક;<br>
જદિ કમ્પાવૈ સ્વાંગકો, કારિજ કબહું ન નીક. (૭)

યાત્રિકને કાળું મૃગ જો પ્રાતઃકાળે ડાબી તરફ મળે તો સુખની પ્રાપ્તિ થાય. અન્ય રંગનું મૃગ મળે તો દુઃખ અને નુકસાન થાય. કાળા રંગ સિવાયનું અન્ય કોઈ મૃગ ચાલતી વખતે જમણી તરફ મળે તો સર્વ કાર્ય પૂર્ણ થાય છે. એટલું નિશ્ચિત જાણજો કે એક, પાંચ, સાત, નવ અથવા અગિયાર મૃગ જો મુસાફરીએ જનારને ડાબી તરફ સામા મળે તો લાભ થાય. ત્રણ-ત્રણ કે પાંચ મૃગ ચાલતી વખતે જમણી તરફ મળે તો સુખકારક બને છે. ચાલતી વખતે જો મૃગ ડાબી તરફ વિષ્ટા અને પેશાબ કરે, છીંકે અથવા પોતાનું અંગ કંપાવતું જોવા મળે તો મુસાફરનું કાર્ય કદી સફળ થતું નથી.

પ્રાચીન ભારતીય ગ્રંથોમાં મૃગ અંગેનાં શુકન-અપશુકનનો નીચે મુજબ વિચાર કરવામાં આવ્યો છે :

(૧) યાત્રિકે મુસાફરીએ જાય કે ગામમાં પ્રવેશ કરે તે વખતે સફેદ મૃગ એકી સંખ્યામાં ડાબી તરફ સામા મળે એના જેવા ઉત્તમ શુકન બીજા એકે નથી.

(૨) સફેદ મૃગ એકી સંખ્યામાં જમણી બાજુ સામા મળે તે અશુભ છે. જો કાળા અને ધોળા મૃગ સાથે સામે મળે તો તે શુભકારક ગણાય છે.

(૩) યાત્રિક મુસાફરીએ નીકળે ત્યારે મૃગ તેની પ્રદક્ષિણા કરી ફરતું કુંડાળું રચે તો શુકનનો નાશ થાય છે.

(૪) જો મૃગયુગ્મ એકી સંખ્યામાં હોય, શ્યામ વર્ણનો હોય અને ડાબી બાજુ હોય તો તે અશુભ ગણાય છે. જો રસ્તાની વચમાં અથવા અગ્રભાગે મૃગ દેખાય તો વિનાશ સૂચવે છે. મૃગ પીઠ પાછળ દેખાય તો લાભ કરે છે.

(૫) જો મૃગ પથિકની આગળ ગમન કરે તો ગમનકર્તાને અતિદૂર વિદેશયાત્રાએ જવાનું સદ્ભાગ્ય સાંપડે છે અને એની મુસાફરી કુશળતાપૂર્વક પૂર્ણ થાય છે.

(૬) જો મૃગ કે મૃગલી યાત્રિક ફરતી પ્રદક્ષિણા કરી ઊભું રહીને વિસ્ફારિત નયને નીરખી રહે તો અર્થસિદ્ધિ સાંપડે છે.

**લોકગીતોમાં હરણ:**

લોકગીતોમાં મૃગ અને હરણનાં વર્ણનો મળે છે. લોકસમાજના બાળકો હરણાંની ઠેકથી પૂરા પરિચિત છે. તેથી લોકગીતામાં અને લોકરમતમાં હરણાંની ગતિ અને ઠેકાને સ્થાન મળ્યું છે.

સરખેસરખી બાલિકાઓ રમત કરતી નૃત્ય કરે છે અને ગાય છે:

સોના ઈંઢોણી રે ભોળી જમના
રૂપાનું બેડું રે ભોળી જમના
વીસ બેડાં ભર્યાં ભોળી જમના
એક બેડું ખાલી ભોળી જમના
ત્યાં તો બાળ જાગ્યો ભોળી જમના
કેમ દોરી તાણે ભોળી જમના
આમ દોરી તાણું ભોળી જમના.
પછી ખેતર હાલ્યાં ભોળી જમના
ત્યાં તો હરણાં આવ્યાં ભોળી જમના
કેમ હરણાં ઠેકે ભોળી જમના
આમ હરણાં ઠેકે ભોળી જમના.

બીજા એક કથાગીતમાં રામાયણનો આ પ્રસંગ સાંપડે છે :

સોનલાની શીંગડી ને રૂપલાની ખરી,
પ્રઘલ્યો જાય છે ડમરો ચરી;
રામ રે રામ ઓલ્યા મ્રઘલાને મારો,
મ્રઘલો મારીને મુને કાંચળી શીવડાવો.

ભર ઉનાળાના તાપને લોકકવિઓ વાર્તામાં વર્ણવતા કહે 'હરણાંનાં તુંબડાં તોડી નાંખે એવો કાળઝાળ ધોમ ધખ્યો છે. ઉનાળામાં લૂ વાય છે ત્યારે પાતળી હવાના હલનચલનથી દૂર સરોવર ભર્યાં હોય એવો ભાસ થાય છે, જેને મૃગજળને નામે ઓળખવામાં આવે છે. મૃગલાં બિચારાં પાણીની આશાએ મૃગજળ પાછળ તરસ્યાં ભટકે છે, પણ પાણી મળતું નથી.'

બીજા એક લોકગીતમાં મતવાલા મોરલા સાથે મનડાની માયા બાંધીને બેઠેલી નારી એના સ્વામીને કહે છે :

મારજો તે મારજો રાજ
હરણ હળિયારાં રાજ
એક ના મારજો વનનો મોરલો,

જેસલ તોરલના ભજનમાં બહારવટિયો જેસલ પોતાના પાપોનો એકરાર કરતાં કહે છે

હરણ હણ્યાં લખ ચાર;
તોરીરાણી, હરણ હણ્યાં લખ ચાર રે,
વનના તે મોરલા મારિયા એમ જેસલ કહે છે જી !

**દુહામાં હરણ :**

દુહાની દુનિયામાં પણ હરણ હિલોળતું દેખાય છે. રાજસ્થાની દુહામાં મારુને મૃગનયની તરીકે વર્ણવી છે :

મૃગનયની મૃગપતિ મુખી, મૃગમદ તિલક લલાટ;
મૃગરિપુ કટિ સુંદર વણી, મારું એણે ઘાટ.

(૧) મૃગનયની, ચંદ્રમાના મુખ જેવી ચંદ્રમુખી, કપાળે કસ્તૂરીના તિલકવાળી, સિંહ જેવી કેડવાળી, મારી અત્યંત સ્વરૂપવાન છે.

સો સાંઈ તનમેં વસે, જયું ફૂલનમેં વાસ;
કસ્તૂરી કહે મૃગજયુ, ફિરફિર સૂંઘે ઘાસ.

(૨) જેમ ફૂલમાં સુગંધ છે તેમ માનવ શરીરમાં ઈશ્વરનો વાસ છે; કસ્તૂરી ડુંટીમાં હોવા છતાં મૃગ જેમ ઘાસ સૂંઘે છે એમ માનવી ઈશ્વરને ઠેરઠેર શોધતો ફરે છે.

વીણ અલાપી દેખ શશિ, રેણી નાદ સલિણ;
સસહર મૃગરથ મોહિનો, તીમ હંસ મેલી વીણ

(૩) એક સુંદરી વીણા વગાડી રહી હતી. તેની વીણાનો અવાજ સાંભળીને ચંદ્રમાના રથમાં જોડેલાં હરણ મોહિત થઈ ગયા. ચંદ્ર ત્યાં જ રોકાઈ ગયો. ચંદ્રનું આ રૂપ જોઈને સુંદરીએ હસીને વીણા હાથમાંથી હેઠી મૂકી દીધી.

જિણ મારગ કેહર ગિયો, રજ લાગી તરણાં;
તે ખડ ઊભાં સૂકશે, નહીં ચરશે હરણાં.

(૪) જે મારગે સિંહ ગયો હોય અને એના પગલાંની રજ ઘાસનાં તરણાં પર લાગી હોય તે તરણાં ઊભા ને ઊભાં સુકાઈ જાશે પણ હરણાં એને ચરશે નહીં.

હરણાં તારી કોટે, બાંધું ઘૂઘરમાળ;
સોને મઢાવું શીંગડી, તું પિયુને પાછો વાળ્ય.

(૫)

ખેતર પાક્યું કણ ઝરે, મન બેઠું માળે;
વળ્ય વહેલો વિજાણંદ, મને રોઝડાં રંજાડે.

(૬)

જેઠા કવિએ છકડિયા દુહામાં કહ્યું છે :
વિધાતા બિચારી ક્યા કરે? જેવા તમારા કરમ;
કાંતો માર્યા મોરલા, કાં હેર્યા હરણ.
હરણ હેર્યાં તે હરોહરિ ગૌહત્યા બ્રાહ્મણની નડી
કિધિયું કમાણિયું રિયા સેવો
જેઠો રામને કે વિધાતાને દોષ શાનો દેવો?

(૭) હરણ આંખને ગમે તેવું રૂપાળું, ભોળું, પ્રામાણિક અને સંગીતપ્રેમી પશુ હોવાથી લોકસંસ્કૃતિ, સાહિત્ય અને કળામાં અનુપમ સ્થાન જમાવીને બેઠું છે.

( કલામાં પશુઓ લોકસંસ્કૃતિ, ગુજરાત કલાપ્રતિષ્ઠાન અંક ૨૩ માંથી સાભાર )



# ફૂલવાદી સમાજનું લગ્નજીવન

- કલ્યાણભાઈ રબારી
Ph.D સ્કોલર

ગુજરાતમાં આદિવાસીઓને બાદ કરતાં મોટાભાગની જ્ઞાતિઓ ઉત્તર તરફથી આવીને વસેલી છે. એ જ રીતે વાદી સમુદાયે નજીકના ભૂતકાળમાં આવીને ગુજરાતમાં વસવાટ કરેલો છે. એક માન્યતા પ્રમાણે, વાદીઓ ઈરાન-ઈરાકમાંથી ભારત આવેલી વિચરતી વિમુક્ત જાતિ છે. ગામના સીમાડે પાંચ-પંદર દિવસ પડાવ નાખીને આજુબાજુના વિસ્તારના લોકોને ભેગા કરી સાપના ખેલ બતાવીને મનોરંજન કરાવતા લોકોને વાદી તરીકે ઓળખવામાં આવે છે. આ વાદી સમાજની જીવનશૈલી અન્ય સમાજ કરતા સાવ અલગ પડે છે. સમગ્ર ગુજરાતમાં લાલવાદી અને ફૂલવાદી એમ બે પ્રકારના વાદી સમુદાય વસવાટ કરે છે. ફૂલવાદી સમુદાયના વાદીઓનું મોટું જૂથ વડનગર, અમરગઢ (રાધનપુર), હારીજ તથા થરાના કાકર નજીક આવીને વસેલું છે. ગુજરાતના વાદીઓના લગ્નજીવનનો અભ્યાસ કરવા માટે કોઈ લેખિત સ્વરૂપનું સાહિત્ય ઉપલબ્ધ નથી. પરંતુ, તે સમુદાયના લોકોની મુલાકાત લેતા એમના લગ્નજીવન વિશે ઘણુંબધું જાણી શકાયું છે.

### ફૂલવાદીઓનું લગ્નજીવન:

દરેક સમાજજીવનમાં લગ્નસંસ્કાર એક આવશ્યક અંગ છે. તેના થકી સમાજના વિવિધ કાર્યો શક્ય બને છે. કોઈપણ સમાજનો અભ્યાસ કરીએ ત્યારે તે સમાજની કુટુંબવ્યવસ્થાની પાયાની ઈંટ તેની લગ્નવ્યવસ્થા છે. વાદી સમુદાયમાં પ્રજનન, બાળઉછેર, માતૃત્વ, પિતૃત્વ અને કુટુંબવ્યવસ્થા બીજા સમુદાય કરતાં અલગ પડે છે.

પહેલા ફૂલવાદી સમાજ લગ્ન માટે મહા (માઘ) મહિનામાં વારાહી (તા. સાંતલપુર) પાસે ફૂલપુરા ગામે એકત્રિત થતો હતો. પરંતુ, હવે સ્થાનિક લોકો વસવાટ કરતા હોવાથી તેઓ અલગ-અલગ સ્થળોએ, પોતપોતાના ગામમાં એકત્રિત થાય છે અને મહા (માઘ) મહિના ઉપરાંત અન્ય દિવસોમાં પણ લગ્નો યોજાય છે.

### જીવનસાથીની પસંદગીના ધોરણો:

જીવનસાથીની પસંદગી બાબતે અને સગાઈ-સંબંધ માટે હજુ સુધી શિક્ષણ કે આધુનિક વ્યવસાયને સ્થાન મળ્યું નથી. માત્ર મહેનત મજૂરી કરીને કે યાચકવૃત્તિની જે આવક કે મિલકત ઉભી કરે છે, તેને જ ધ્યાનમાં લેવામાં આવે છે. કન્યાપક્ષે વરની પસંદગી કરવાની હોય ત્યારે તેનો દેખાવ, સ્વભાવ, મહેનત-મજૂરી કરવાની ક્ષમતા, કુટુંબની પ્રતિષ્ઠા વગેરે બાબતોને ધ્યાનમાં લેવામાં આવે છે. જ્યારે કન્યાની પસંદગી કરવાની હોય ત્યારે દેખાવ, સંસ્કાર અને કુટુંબની પ્રતિષ્ઠા ધ્યાનમાં લેવાય છે. પસંદગી કરતી વખતે કે સગાઈ સમયે છોકરો-છોકરી એકબીજાનો પરિચય મેળવી શકતા નથી.

### સગાઈ વ્યવસ્થા:

વાદી સમુદાયની સગાઈ વ્યવસ્થામાં પોતાના ગામમાં જ લગ્ન કરવા આવશ્યક માનવામાં આવે છે. જ્યારે તેઓ સ્થળાંતરિત જીવન જીવતા હતા ત્યારે સગાઈ-સંબંધ માટે કોઈ નિયંત્રણ ન હતું. લોહીના સંબંધો અને સપિંડ સંબંધો નિષેધ હતા. તેના સિવાય કોઈપણ સગાઈ-સંબંધો થઈ શકતાં હતાં. સમાન દેવી-દેવતાઓને માનતા એટલે કે એક કુળ હોય તેને એક જ કુળદેવી હોય. આવા પરિવારો દીકરા-દીકરીની સગાઈ સામસામે કરતા નથી. ફૂલવાદીઓ ભટકતું જીવન જીવતા હતાં. ત્યારે સગાઈ-સંબંધોમાં પાત્ર પસંદગીની ઘણી મોટી મોકળાશ હતી. પરંતુ ધીરે-ધીરે સ્થાનિક વસવાટની શરૂઆત થતા સગાઈ-સંબંધ માટે પોતાના ગામમાં જ જીવનસાથીની પસંદગી કરવી આવશ્યક બનતી ગઈ. પરિણામે આંતરસંબંધ વ્યવસ્થા છેલ્લા અઢાર-ઓગણીસ વર્ષથી પોતાના ગામ પૂરતી સીમિત બની ગઈ છે. અમરગઢ (રાધનપુર), વડનગર, કાકર (થરા) અને હારીજમાં વાદી લોકો મોટેભાગે પોતાના ગામમાં જ લગ્ન કરવાનું પસંદ કરે છે.



અન્ય સમાજ કરતાં વાદી સમાજમાં લગ્નની વય નાની હોય છે. સામાન્ય રીતે છોકરી માટે સગાઈની વય આઠ થી દસ (૮-૧૦) વર્ષ અને છોકરાની બારથી ચૌદ (૧૨-૧૪) વર્ષ ગણવામાં આવે છે. છોકરા-છોકરીનો સંબંધ કર્યા પછી વરપક્ષવાળા કન્યાપક્ષને મોટેભાગે સગાઈના એકાદ વર્ષમાં પાંચ શેર હાયડો અને પાંચ શેર કોપરું આપે છે.

સગાઈ થયા પછી છોકરો માથે રૂમાલ બાંધે છે અને લુંગી પહરે છે, જ્યારે છોકરી માથે ઓઢણું ઓઢીને ફરે છે. સગાઈ થઈ ગયેલ છોકરી લગ્ન થાય ત્યાં સુધી ક્યાંય બહાર નીકળતી નથી એટલે કે શાળાએ અભ્યાસ કરવા પણ જઈ શકતી નથી. સગપણ થયા પછી કોઈપણ સંજોગોમાં સગાઈ કે આ સંબંધ ફોક થતો નથી. સગાઈનું માંગુ મોટેભાગે છોકરાપક્ષ તરફથી છોકરાના કુટુંબના કે નજીકના સંબંધીઓ છોકરીપક્ષ સામે નાખે છે. ત્યારબાદ સગાઈ નક્કી થાય છે. સગાઈ પછી બે વર્ષમાં લગ્ન કરવામાં આવે છે.

**લગ્નની વિધિઃ**

લગ્નનો દિવસ કન્યાપક્ષે કે વરપક્ષે નક્કી કરવાનો હોતો નથી, પરંતુ ગામનું જ્ઞાતિપંચ ભેગું થઈને શ્રીમાળી બ્રાહ્મણ પાસે પાસે લગ્નનો દિવસ નક્કી કરાવે છે. લગ્ન કેટલા દિવસના છે તે નક્કી કરાય છે. લગ્ન આશરે આઠથી દસ દિવસના હોય છે. જ્ઞાતિપંચ અને મહારાજ લગ્નના દિવસ નક્કી કરવા અને લગ્નવિધિ કરાવવા માટે આવશ્યક છે. કુટુંબ પોતાની ઈચ્છા મુજબ લગ્નવિધિ કે લગ્નના દિવસો નક્કી કરી શકતું નથી. આમ, ફૂલવાદીમાં લગ્નની વિધિ જ્ઞાતિપંચના પરિપ્રેક્ષ્યમાં નક્કી થાય છે. મહા મહિનામાં સમાજના લોકો પોતપોતાના ગામમાં એક મહિના માટે ભેગા થાય છે અને બે-ત્રણ દિવસ આખા ગામના વાદીપંચ એકત્રિત થાય છે. ક્યારે લગ્ન લખવા, ક્યારે જાન આગમન કરવું, ક્યારે વિદાય આપવી તે બધી જ બાબતો માતા-પિતા નક્કી કરતાં નથી પણ જ્ઞાતિપંચ નક્કી કરે છે અને તે મુજબ મહા મહિનાની નોમ અને દશમના રોજ નક્કી કરતા હોય છે. જ્ઞાતિપંચ સાથે લગ્નવિધિ કરાવનારા ગરો, શ્રીમાળી અને ઔદિચ્ય બ્રાહ્મણ પણ હોય છે. તે દિવસે લગ્નની વિધિ અને કેટલી વર્ધી રાખવી તે પણ નક્કી કરવામાં આવે છે. જેટલી વર્ધી નક્કી થાય એટલા દિવસ વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે.

વાદી સમાજના લગ્નમાં કોઈ મંડપ બંધાતો નથી. પરંતુ, કુટુંબનો જે દીકરો કે દીકરી પરણવાના હોય તેને નવી નાની ઝૂંપડી બનાવી આપવામાં આવે છે અને એ ઝૂંપડીમાં લગ્નના પ્રથમ દિવસે ગણેશજીનો ફોટો કે મૂર્તિ મૂકીને ગણેશનું પૂજન કરવામાં આવે છે. તેમની આગળ પરણનાર યુવક-યુવતી મીંઢળ બાંધે છે, જ્યારે વરરાજો પોતાના હાથમાં જેટલા દિવસનું લગ્ન હોય એટલા દિવસ તલવાર લઈને ફરે છે. ફૂલવાદી સમાજના લગ્નની વિધિમાં બ્રાહ્મણ ઘઉંના લોટની ચોરી બનાવે છે. વરરાજાને કંકુનો ચાંદલો કરે છે અને ત્રણવાર પાણીથી સંકલ્પ લેવડાવે છે. ત્યારબાદ કન્યાને તેની ભાભી, નણંદ કે જેઠાણી દ્વારા ચોરીમાં લાવીને ચાર ફેરા ફેરવવામાં આવે છે. વર-કન્યાનેફેરા ફરાવતી વખતે બે ફેરામાં વર આગળ અને બે ફેરામાં કન્યા આગળ રહે તેમ ફેરા ફેરવવામાં આવે છે. ચાર ફેરામાં વર-કન્યા પાસે કોઈપણ જાતની માંગણીઓ કરવામાં આવતી નથી, પરંતુ લગ્નવિધિ પૂર્ણ થયા પછી ગરો બ્રાહ્મણને ચોરીમાં ઉભેલા વરપક્ષ અને કન્યાપક્ષના સંબંધીઓ પોતાની ઈચ્છા પ્રમાણે દાન-દક્ષિણા આપવાની જાહેરાત કરે છે, જેમાં એક રૂપિયાથી માંડીને દસ રૂપિયા સુધી યથાશક્તિ દાન આપે છે. લગ્નમાં કન્યાના માતા-પિતા ફૂલહારની વિધિ કરે છે. આવું હિંદુ લગ્નવિધિમાં જોવા મળતું નથી. આથી ફૂલવાદી સમુદાયના લગ્ન અન્ય સમાજના લગ્નથી અલગ પડે છે.

કન્યા વિદાયઃ તમામ પરિણિત યુગલોને વારાફરથી વળાવતાં અને ભેગા થતાં, વિદાય પ્રસંગ બે થી ત્રણ કલાક ચાલે છે. ત્યારબાદ તમામ યુગલો પોતપોતાના ઘેર જાય છે. લગ્ન થયા પછી યુગલ દ્વારા નવી ઝૂંપડીમાં ગણેશજી આગળ મીંઢળ છોડવામાં આવે છે. પછી એમના સાંસારિક જીવનની શરૂઆત થાય છે. સાસરે ગયા પછીના બીજા દિવસે દીકરી પિયર આવે છે. માતા-પિતા, ભાઈ-ભાભી, કુટુંબીજનો અને સગાસંબંધીઓને મળીને કન્યા સાસરે પાછી જાય છે. તે વખતે દીકરીના હાથમાં વીસ જેટલી રંગબેરંગી ગોદડીઓ, જોગણું (જોડી), મોરલી, પૈસા મૂકવાનો બટવો અને વાસણ વગેરે યથાશક્તિ પિયરવાળા ભેટ આપે છે. આ તમામ વસ્તુઓ રોજગારી પ્રાપ્ત કરવાના સાધન તરીકે ઉપયોગી બને છે. આમ, ફૂલવાદી સમુદાયમાં લગ્નવ્યવસ્થા અન્ય સમુદાય કરતાં સાવ અલગ પડે છે.

## દેવી તીર્થ : બમ્બોરા

- જીતેન્દ્ર ટાંક (કવિ જિમ)

# મેવલક્ષેત્રની મહારાણી ઈડાણા માતાનું ચમત્કારિક દેવી તીર્થ : બમ્બોરા



જ્યાં જગદંબા મહિનામાં આશરે બે થી ત્રણ વાર ઝળહળતું અને જાગૃત અગ્નિસ્નાન કરે છે !

ઉદયપુરથી આશરે ૬૦ કિલોમીટર દૂર કુરાબડ સલૂમ્બર માર્ગ પર આવેલા ઈડાણા ગામમાં ઈડાણા માતાનું દિવ્યતમ દેવી તીર્થધામ વિદ્યમાન છે.કળિયુગમાં અદ્ભુત અલૌકિક અવિસ્મરણીય એવા ચમત્કારિક દેવી તીર્થધામમાં મેવલક્ષેત્રની મહારાણી અર્થાત અર્થાત ઈડાણા માતા દ્વારા મહિનામાં બે થી ત્રણ વાર થતું અગ્નિસ્નાન નિહાળવા દૂર દૂરથી શ્રદ્ધાળુઓ મૈયાના મંદિરે આવે છે.અહીં જગદંબા જ્યોત-જ્વાળા સ્વરૂપે બિરાજમાન છે જ્યાં સૌ કોઈના આશ્ચર્ય વચ્ચે મહિનામાં બે થી ત્રણવાર શોર્ટ સર્કિટ થતું હોય અથવા વીજળી પડી હોય તે રીતે આગની ચિનગારી પડવાથી સ્વયંભૂ અગ્નિ પ્રગટે છે અને મંદિર પરિસરમાં ચોમેર આગ લાગે છે

ત્યારે મંદિરના પૂજારી માતાજીના ઘરેણા ઝડપથી ઉતારી લે છે અને જોતજોતામાં સમગ્ર મંદિર અગન જ્વાળામાં ફેરવાઈ જાય છે.અહીં ઈડાણા માતા સંપૂર્ણ અને જાગૃત અગ્નિસ્નાન કરે છે ત્યારે મૈયાની મૂર્તિ સિવાય તમામ શૃંગાર અને નૈવેદ્ય પળવારમાં ભસ્મીભૂત થઈ જાય છે.ક્યારેક તો ૧૦થી ૧૫ ફૂટ ઉંચી અગનજ્વાળાઓ જોવા મળે છે.અહીં મૈયા અવારનવાર અગ્નિ સ્નાન કરતી હોવાથી મંદિર છત રહિત છે.દેવીના દિવ્યધામમાં પ્રસાદ મંદિર પ્રાંગણમાં જ વહેંચી દેવાની પુરાણી પ્રથા પ્રચલિત છે.

નિઃસંતાન શ્રદ્ધાળુઓને પુત્ર રત્નની પ્રાપ્તિ થાય છે ત્યારે અહીં પારણા અર્પણ કરવામાં આવે છે.આ મંદિરની વિશેષતા એ છે કે અહીં લકવાગ્રસ્ત દર્દીઓ સાજા થયાના પ્રમાણ મોજૂદ છે.કહેવાય છે કે જગદંબાનું ઝળહળતું અગ્નિસ્નાન જોનાર શ્રદ્ધાળુઓની તમામ મનોકામના પૂર્ણ થાય છે.અગ્નિસ્નાન કરતી વખતે નવદુર્ગા જ્વાળાદેવી જણાય છે.મેવલક્ષેત્રની મહારાણી અર્થાત કળિયુગની પરચાવાળી ઈડાણામાતા દેવીતીર્થધામની માઈ ભક્તોએ એકવાર યાત્રા અવશ્ય કરવી જોઈએ.

જય ઈડાણા માતા...

# લગ્ન રીવાજો, પાછળના કારણો

- ઋષિ પંડ્યા

લગ્નગાળો ચાલી રહ્યો છે ત્યારે, 'લગ્ન લખવાના છે', 'હસ્તમેળાપનો સમય સાચવવો પડશે', 'સપ્તપદી તો વાંચવી જ જોઈએ' અને 'સાત ફેરા કે ચાર ફેરા?' જેવી અનેક વાતો સાંભળવા મળશે. આપણે સૌ જાણીએ છીએ કે આ બધું જ લગ્નના ભાગ રૂપે કરવામાં આવે છે, પરંતુ એ નથી જાણતા કે શા માટે કરવામાં આવે છે, આની પાછળના કારણ કયા છે. કેમ સમય સાથે અમુક રીત-રિવાજો, વિધિના પ્રકાર બદલાતા રહ્યા છે.

લગ્ન, અને તેની પહેલા આવે સગાઈ અને ગોળ-ધાણા, તો વાત આપણે ગોળ-ધાણાથી જ શરૂ કરીએ.

ગોળ-ધાણા:

આજના સમયમાં ગોળ-ધાણાની વિધિ સામાન્ય રીતે સગાઈનો જ ભાગ બની ગઈ છે, પરંતુ પહેલાના સમયમાં ગોળ-ધાણાની વિધિનું પોતાનું મહત્વ હતું. વર-કન્યાનું સગપણ નક્કી થાય બાદ, સારા સગા મળ્યાની ખુશાલીમાં તેમજ સારું કામ થવાના પ્રતીકરૂપે ગોળ-ધાણા ખાવામાં આવતા. આજે પણ આપણે સગપણ નક્કી થયું તેમ કહેવા માટે "ગોળ-ધાણા ખાધા" એમ કહીએ છીએ. ગોળ-ધાણા પછી ચાંદલો માટલીની વિધિ કરવામાં આવતી.

ચાંદલો માટલી:

આજે અંશતઃ જોવા મળતો અથવા તો સગાઈનો ભાગ બની ગયેલો ચાંદલો માટલીનો આ રિવાજ સગાઈ પહેલા પૂરો કરવામાં આવતો હતો.

આ વિધિના ભાગરૂપે સગપણ નક્કી થાય પછી કન્યાના પિતા તેમના કુટુંબના પાંચ કે સાત પુરુષ સભ્યો સાથે વરના ઘરે માટલી (આજના સમયમાં સ્ટીલના વાસણો), ભેટ અને મીઠાઈ લઈને જાય છે, થનાર જમાઈને કપાળની મધ્યમાં કંકુનો ચાંદલો કરે છે અને માટલી, ભેટ વગેરે આપે છે.

આ રિવાજ કન્યાપક્ષના વડીલોને દીકરી લગ્ન પછી જે ઘરે જવાની છે તે ઘર અને જે કુટુંબનો ભાગ બનવાની છે તે કુટુંબને જાણવાનો મોકો પૂરો પાડે છે.

સગાઈ:

સગાઈ, આજના સમયમાં આપણે જેને રિંગ-સેરેમની કહીએ છે તેને પારંપારિક રીતે વાગ્દાનની વિધિ કહેવાય છે. વાક્-દત્તા - વાક્ એટલે વાણી , દત્તા - દેવાયેલી - વાણીથી અર્થાત વચનથી દેવાયેલી. વાગ્દાન એ સંધિ છેઃ વાક દાન. જ્યારે દીકરીને દેવાનો વાણી દ્વારા સંકલ્પ લેવાય છે તે વાગ્દાન, ખરેખર દેવાય તે લગ્ન.

આજના સમયમાં જ્યારે 'ગોળ-ધાણા' અને 'ચાંદલો માટલી'ની વિધિ અલગથી નથી કરવામાં આવતી ત્યારે સગાઈની વિધિની સાથે જ બંને પરિવારના પાંચ-પાંચ વડીલો અથવા વડીલ બેલડીઓ સામ-સામે બેસીને એકબીજાને મીઠાઈ અને ગોળ-ધાણા ખવડાવીને મોઢું મીઠું કરે છે. તેનો આશય પણ બંને કુટુંબ એકબીજાને જાણે, વડીલો પરસ્પર એકબીજાની નજીક આવે અને લગ્નના રીત-રિવાજો અને અન્ય વસ્તુઓની ચર્ચા એકબીજા સાથે કરી શકે, લગ્ન લખવાની તારીખ નક્કી કરી શકે તે હતો.

સામાન્યતઃ આ વિધિ છોકરાવાળાને ત્યાં કરવામાં આવતી, જેથી કન્યાપક્ષના વડીલો અને માવતર દીકરી જે ઘરે રહેવા જવાની છે તે ઘર જોઈ લે અને જે કુટુંબમાં રહેવાની છે તેને નજીકથી જાણી શકે.

લગ્ન લખવા:

આજના ટેલિકોમ્યુનિકેશનના જમાનામાં આ રિવાજ ફક્ત નામનો જ રહી ગયો છે, પરંતુ પહેલાના સમયમાં વાહનવ્યવહાર અને કોમ્યુનિકેશનના અભાવ વચ્ચે લગ્ન લખવાની સાથે જ લગ્ન પ્રસંગની શરૂઆત થતી.વરપક્ષ જાન લઈને કન્યાપક્ષના સ્થાન પર આવતો હોવાથી કન્યાપક્ષની અનુકૂળતાને પ્રાધાન્ય આપતા લગ્ન લખવાની વિધિના ભાગરૂપે કન્યાપક્ષના વડીલો તેઓના ગોરમહારાજ સાથે ચર્ચા કરીને લગ્ન માટે અનુકૂળ તારીખ, તિથિ, સમય વગેરે નક્કી કરી, નક્કી કરાયેલા સમય મુજબ કન્યાપક્ષ તરફથી વરપક્ષ માટે અનુકૂળ સમય અને કન્યાનું ગોત્ર વગેરે વિગતો સાથેની આમંત્રણ પત્રિકા લખાય છે. કન્યાનો ભાઈ તેના પિતરાઈ તેમજ મિત્રો સાથે આ આમંત્રણ પત્રિકા તેમજ ભેટ-મીઠાઈ વગેરે લઈને વેવાઈને ત્યાં જાય છે અને લગ્નની તારીખ નક્કી કરીને આવે છે. સાથે સાથે ભાઈ તેની બહેન જે ઘરનો ભાગ બનવાની તેને અને તેના થનાર પરિવારને પણ જાણતો આવે છે.

પહેલાના સમયમાં વાહનવ્યવહારના અભાવે માહિતીની આપ-લેમાં દિવસો લાગતા હોવાથી એક વખત 'લગન લખાઈ ગયા' પછી તેની તારીખ બદલવામાં આવતી નથી. કોઈપણ સંજોગોમાં પ્રસંગ નક્કી થયેલી તિથિ અને સમયે જ કરવામાં આવે છે. આજના સમયમાં પણ 'લગન લખાય' તે દિવસે કુટુંબમાં 'નાંદી શ્રાદ્ધ'ની વિધિ કરવામાં આવે છે જેથી કરીને કુટુંબમાં કોઈપણ અમંગળ પ્રસંગ બને તો પણ પ્રસંગની તારીખમાં કોઈ ફેરફાર ના કરવો પડે.

આજના સમયમાં આ રિવાજે નવું સ્વરૂપ લીધું છે. કન્યાના ભાઈ અને પરિવારના મિત્રો આ રિવાજના પ્રતીકરૂપે નાનકડી શણગારેલી ગાડાની પ્રતિકૃતિ અને લગ્નનું આમંત્રણ લઈને થનાર વેવાઈના ઘરે જાય છે અને આ રિવાજ પૂરો કરે છે. બહુ ઓછા લોકોને ખબર હશે કે આ લખાયેલી લગ્નપત્રિકા જાન તેની સાથે લઈને આવે છે અને લગ્ન સમયે ગોર મહારાજને આપે છે.


પહેલાના સમયમાં લગ્ન પ્રસંગમાં ગાડાને આવી રીતે શણગારવામાં આવતું અને આજના સમયમાં લગ્ન લઈ જવા શણગારેલા ગાડાની પ્રતીકૃતી વપરાય છે.
(ફોટો સૌજન્ય : Meera's Selection)

### મહેંદીઃ

લગ્નના બે કે ત્રણ દિવસ પહેલા કન્યાને મહેંદી મૂકવામાં આવે છે. ફક્ત કન્યાને જ નહીં પરંતુ, કન્યા અને વરપક્ષની બધી જ સ્ત્રીઓ હાથમાં તેમજ પગમાં મહેંદી મુકાવે છે. મહેંદીનો પ્રાકૃતિક ગુણ ઠંડક આપવાનો છે. લગ્ન સમય દરમિયાન કન્યા અનેક પ્રકારની ચિંતા અને અનિશ્ચિતાઓનો સામનો કરતી હોય છે ત્યારે મહેંદી તેને માનસિક શાંતિ આપે છે. તે જ રીતે પહેલાના સમયમાં લગ્નને લગતા ઘણા કામ જાતે કરવામાં આવતા અને તેનો મોટાભાગનો આધાર સ્ત્રીવર્ગ પર રહેતો, ત્યારે તેઓને પણ મહેંદી માનસિક શાંતિ આપતી. ઘણા સમાજમાં મહેંદીની સાથે સાથે કન્યાની જડ વાસવાનો રિવાજ પણ હોય છે, જેમાં પાંચ સ્ત્રીઓ કન્યાની જડ વાસે છે એટલે કે તેના માથામાં તેલ લગાવે છે, તે પણ ચિંતા સમયે માનસિક શાંતિ માટે જરૂરી છે.

એક રિવાજ એવો પણ છે કે કન્યાની મહેંદીમાં તેના થનાર જીવનસાથીના નામનો પ્રથમ અક્ષર અથવા તો નામ લખવામાં આવે છે અને લગ્ન પછી વર કન્યાની મહેંદીમાં પોતાનું નામ શોધે છે. આ રીતે મહેંદી તેઓને એકબીજાની નજીક આવવામાં પણ મદદ કરે છે.

### પીઠીઃ

આ વિધિ લગ્નના આગલા દિવસે વર અને કન્યા બંને પક્ષે તરફ કરવામાં આવે છે. વિધિ માટે કન્યા/વરને લાકડાના બાજોઠ પર બેસાડવામાં આવે છે અને તેમના શરીર પર હળદર, ચંદન, ગુલાબજળ, જડીબુટ્ટીઓ અને અત્તરથી તૈયાર કરેલું પેસ્ટ જેવું મિશ્રણ લગાવવામાં આવે છે. આ મિશ્રણ સામાન્યતઃ વર/કન્યાના કાકી અથવા તેઓના પિતાના કાકી દ્વારા તૈયાર કરવામાં આવે છે અને સૌથી પહેલા વર/કન્યાને આ મિશ્રણ તેઓના માતા કે દાદી દ્વારા લગાવવામાં આવે છે. ત્યારબાદ ઘરની અન્ય સ્ત્રીઓ અને પુરુષો આ પ્રસંગમાં જોડાય છે.

હળદર લગાવવાથી ત્વચા પરની ચીકાશ અને અન્ય અશુદ્ધિઓ દૂર થાય છે અને હળદર એક એન્ટીબાયોટીકનું કામ કરતી હોવાથી પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે વર તથા કન્યાને સમૂહમાં આવતા મહેમાનોથી લગતા ચેપથી પણ બચાવે છે.

### સંગીતઃ

પહેલાના સમયમાં સામાન્યતઃ જાન એક ગામથી બીજા ગામ જતી. સમય અને તિથિ સાચવવા માટે જાન આગળના દિવસોમાં પહોંચી જતી. લગ્નના રિવાજો મોટાભાગે સવારના સમયના રહેતા અને વીજળીના અભાવે વાળુ (સાંજનું ભોજન) પણ વહેલું થઈ જતું હોવાથી સમય પસાર કરવા અને પ્રસંગ પ્રત્યેનો આનંદ-ઉત્સાહ દેખાડવા બંને પક્ષની સ્ત્રીઓ સાંજના સમયમાં ગરબા - ભજન વગેરે કરતી, જે આપણે આજે પણ આનંદ અને ઉત્સાહ બતાવવા ગોઠવીએ છીએ.

આ વાત થઈ લગ્ન પહેલાના પ્રસંગોની. રીત-રિવાજોની વાત આગળના અંકમાં કરીશું. લગ્નના રિવાજોની, વરઘોડાની, સાત ફેરાની, સપ્તપદીની, કન્યાદાનની અને બીજી ઘણી બધી... માહિતી જાણેલી, માણેલી, વડીલોના અનુભવમાં ભળેલી છે. આપનામાંથી કોઈ વધુ જાણતા હોવ તો જણાવવા વિનંતી.

સૌજન્ય મહેશભાઈ પંડ્યા, અમદાવાદ



શ્રી ગણેશાય નમઃ સ્વસ્તી

શ્રી મહાશુભ સ્થાને સર્વે શુભોપ

માંલાપકબી રાજમાન [illegible]

[illegible]

[illegible] વાંચશોજી

[illegible]

[illegible] બેનશ્રી જનકુબાના શુભ લગ્ન

સં. ૧૯૯૭ના ફાગન શુદ ૨ ને

શુક્રવાર તા ૨૮-૨-૧૯૪૧ના રોજ

નિર્ધાર્યાં છે અને તેનુ મંડપ રોપણ

નુ શુભ મુહુર્ત સં ૧૯૯૭ના મહા

વદ ૧૩ ને સોમવાર તા ૨૪-૨-૧૯૪૧

ના રોજ છે આ માંગલીક શુભ પ્રસંગે

ઉપર આપ સહકુટુંબ મિત્ર મંડળ

સાહીત પધારી મંડપની શોભામાં

અભિવૃધ્ધિ કરશોજી ના માટે

[illegible] ૧૯૪૧માં [illegible]

[illegible]



# ગુજરાતની કલાસંસ્કૃતિ-ચિત્રકળા

- પ્રદીપ ઝવેરી

પ્રત્યેક વ્યકિત કે પ્રજા પોતાના સંસ્કારો પોતાની આગવી રીતે વ્યકત કરતી હોય છે અને તે તેની કળામાં વિશિષ્ટ રૂપે રજૂ થાય છે. ભારતીય કલાઓમાં ગુજરાતની કલાઓની પણ પોતાની આગવી વિશિષ્ટતાઓ છે. ગુજરાતનાં શિલ્પ, સ્થાપત્ય, ચિત્રકલા, વસ્ત્રો, અલંકારો, રાચરચીલા, ગ્રંથનિર્માણ કલા વગેરેમાં તેની વિશિષ્ટ રસદ્રષ્ટિ, વ્યવહારૂક્ષમતા, સમૃદ્ધિ અને વિવેકનો આવિર્ભાવ જણાય છે. સારાસારની તુલનાશકિત તથા આક્રમણો સામે સ્વરક્ષા કરવાની અને આપત્તિઓમાંથી માર્ગ કાઢવો એ ગુજરાતીઓની લાક્ષણિકતા છે. પ્રાચીન સાહિત્યગ્રંથોમાં ગુજરાતનો ઉલ્લેખ તેની વિશિષ્ટ કલા, સંગીત અને ખાસ સાંસ્કૃતિક પરંપરા માટે સુપ્રસિદ્ધ દેશ તરીકે થયો છે. ગુજરાતના રોજિંદા જીવનમાં પણ કલાનું ખાસ મહત્વ રહ્યું છે. છેક લોથલકાલીન અવશેષોમાં એનો અણસાર જોવા મળે છે અને ઉત્તર મધ્યકાળ તથા છેલ્લી સદીઓના અવશેષો તેના રૂપ, રંગ અને રાગથી ખંડિત જીવનનાં સાક્ષી છે. ગુજરાતના ઘર લાકડા પર થતી સુચિવાળી કોતરણીથી સુશોભિત હતા. હવેલીના ગોખ અને છજાં, બારીબારણા અને બારસાખો, થાંભલા અને કમાનોના કાષ્ઠશિલ્પની સૂક્ષ્મ કોતરણી કરી ગુજરાતના સુથારો જાણે સોનીકામ સાથે સ્પર્ધા કરતા. કોતરણી વગરનું લાકડું વાપરવું તે અપશુકન ગણાતું.

ગુજરાતના ઘર અને તેના રાચરચીલા, જે-તે સ્થળની આબોહવાને અનુરૂપ બનતા. કચ્છ-સૌરાષ્ટ્રનું માટી અને આભલાથી ભીંતો પર કરેલું લીંપણ આજે પણ સુપ્રસિદ્ધ છે.

ગુજરાતની સમૃદ્ધિ મહદ્અંશે તેના લાંબા દરિયાકાંઠાને આભારી છે. સાગરકિનારે રહેતી પ્રજા અને કચ્છ જેવા અલ્પવિકસિત પ્રદેશોના રહેવાસીઓની સાહસિકતાને લીધે ગુજરાતનું વહાણવટું વિકાસ પામીને પ્રસિદ્ધ થયું. માંડવી, મુંદ્રા (કચ્છ), દ્વારકા, વેરાવળ (સૌરાષ્ટ્ર), ભરૂચ, સુરત અને ખંભાતના સાહસિક વેપારીઓ એશિયા, આફ્રિકા અને યુરોપના દેશોની સફર ખેડતા, જેના લીધે દરિયાપારની સમૃદ્ધિ ગુજરાત સુધી આવી, જેણે ગુજરાતમાં વિવિધ કળાઓ વિકસાવવામાં મહત્વનો ફાળો આપ્યો.

ગુજરાતના ઈતિહાસમાં સુવર્ણકાળ મનાતા સોલંકીકાળ (યુગ) દરમિયાન ગુજરાતની આર્થિક સ્થિતિમાં ઘણો જ સુધારો થયો. રાજકીય સ્થિરતાથી કૃષિ તરફ ધ્યાન અપાતા ખાધધાન અને વ્યાપારી પાકોનો વધારો થયો. ઉપરાંત, કાપડ ઉદ્યોગ પણ તેની ઉત્તમતાના શિખરે પહોંચ્યો અને પરદેશમાં તેની નિકાસ થવા લાગી. ગુજરાતના વિકાસમાં અધિકતમ ફાળો ખંભાત, ભરૂચ અને સોમનાથ બંદરે આપ્યો, જ્યાંથી કાપડ, ચામડાની બનાવટો અને ગળીની નિકાસ થતી. માળવા તથા રાજસ્થાન અને ઉત્તર ભારતનો પરરાષ્ટ્રીય વેપાર પણ ગુજરાતના મુખ્ય બંદર ખંભાત તથા ભરૂચ મારફતે થતો. આ ઉપરાંત, દિલ્હીમાં પણ મુસ્લિમ સત્તાની સ્થાપના થવાથી ત્યાંથી હજ કરવા મુસ્લિમો ખંભાતના બંદરે આવતા. (સંદર્ભ - રઘુવીર મકવાણા - ઐતિહાસિક પરિપ્રેક્ષ્યમાં ગુજરાતના ભીંતચિત્રો)

સોલંકીકાળ દરમિયાન ગુજરાતની ધાર્મિક સ્થિતિમાં પણ ફેરફાર થયો. ગુજરાતના જીવનમાંથી બૌદ્ધ ધર્મનો લોપ થયો અને જૈન ધર્મ તથા શૈવ, શકિત અને વિષ્ણુ ભકિતના પ્રાધાન્યવાળા ધર્મનો વ્યાપ વધ્યો. જૈનધર્મ અને ત્યારબાદ ૧૫મી સદીમાં વૈષ્ણવ ધર્મના પ્રભાવને લીધે ગુજરાતમાં સાંસ્કૃતિક વિકાસ ચરમસીમાએ પહોંચ્યો. જૈનધર્મ સંપ્રદાયે ચિત્રકલાને ઘણું ઉત્તેજન આપ્યું, જેના નમૂના સચિત્ર હસ્તલિખિત ગ્રંથો સ્વરૂપે જૈન ભંડારોમાં સચવાયેલા છે. અગિયારનાં શતકના અંતથી મળી આવતી પશ્ચિમ હિંદની ચિત્રકલાનું જન્મસ્થાન અને પોષણસ્થાન ગુજરાત છે. એમાં ધર્મ અને સામાજિક જીવનનું પ્રતિબિંબ છે.

આમ સોલંકીયુગ દરમિયાન ગુજરાતમાં કળાનો વિકાસ થયો અને સ્થાપત્ય, શિલ્પકલા અને ચિત્રકલાનો સુલભ સુમેળ સધાયો. સ્થિર અને વ્યવસ્થિત વહીવટના લીધે ગુજરાતનો વેપાર વધતા સમૃદ્ધિ વધી અને તેને લીધે દેવાલયો, જળાશયો, કિલ્લાઓ બન્યા અને વિવિધ સાહિત્યનું સર્જન થયું તેમજ કલાકૌશલ્ય વિકસ્યું.

ઈ.સ. ૧૨૯૭માં સોલંકીકાળનો અસ્ત થયો. દિલ્હીના સુલતાન અલ્લાઉદ્દીન ખીલજી દ્વારા ગુજરાત જીતવાના સત્તર વર્ષની અંદર તેના વંશના શાસનનો લોપ થયો. સન ૧૩૨૦માં મહમદશાહ (જે બેગડો તરીકે ઓળખાતો)નું શાસન અમલમાં આવ્યું. આ વંશના ૧૪ સુલતાનોના કાર્યકાળ દરમિયાન ગુજરાત રાજ્યનો વિસ્તાર રાજસ્થાનના નાગોરથી લઈને દક્ષિણમાં કોંકણ સુધી થયો. આમ વિવિધ સુલતાનોનો કાળ ઈ.સ. ૧૫૭૨ સુધી ચાલ્યો અને તેનો અંત મુગલ સમ્રાટ અકબરના ઈ.સ.૧૫૭૨-૭૩ માં સમગ્ર ગુજરાત કબ્જે કરવાથી આવ્યો. સલ્તનતકાળ દરમિયાન ગુજરાતમાં ખેતી અને વેપાર બે મુખ્ય ધંધા તરીકે ઉભર્યા. અમદાવાદ, સુરત અને ખંભાત વ્યાપારના મુખ્ય કેન્દ્ર તરીકે વિકસ્યા.

અલ્લાઉદ્દીન ખીલજીએ કરણ વાઘેલાને હરાવીને ગુજરાતના સોલંકી-વાઘેલા યુગનો અંત આણ્યો, જેના પરિણામસ્વરૂપે પાટણથી હજારો હસ્તલિખિત ગ્રંથો રાજસ્થાન તરફ ગયા. ગુજરાતના ચિતારાઓ સ્થળાંતર કરી ત્યાંના વિવિધ રાજ્યોમાં રાજ્યાશ્રય મેળવીને રહ્યા. ઉપરાંત, જૈન શ્રેષ્ઠીઓ તરફથી તેમને આવકાર તેમજ આશ્રય સાંપડ્યા. જે કલાકારો ગુજરાતમાં રોકાઈ રહ્યા તેઓ લોકાશ્રયી બન્યા. તેથી તેમની લોકપરિપાટીમાં લોકચીની કલા તેમજ જે-તે કાળની મુસ્લિમ રૂચિની સંસ્કૃતિની અસર આવી.



સલ્તનતકાળ દરમિયાન થયેલા સ્થાપત્યમાં સુલતાનોની કંઈક અંશે હિંદુ ધર્મ પ્રત્યેની ઉદારતાને લીધે અલ્લાઉદ્દીનના સમયે ખંડિત થયેલા મંદિરોનો જીર્ણોદ્ધાર થયો અને નવા મંદિરો બંધાતા થયા. ઉપરાંત, ઈસ્લામી અસર નીચે મસ્જિદો, મકબરા જેવા ધાર્મિક સ્થળો બંધાયા, જેમાં હિંદુ અને જૈન ભગ્નાવશેષોનો સમાવેશ થયો. પંદરમી સદીના આરંભમાં અહમદશાહના અમદાવાદ વસાવ્યા બાદ ગુજરાતમાં મુસ્લિમ સ્થાપત્યના વિશિષ્ટ શૈલીના લક્ષણો વ્યક્ત થવા લાગ્યા, જેમાં બૌદ્ધ, હિંદુ અને જૈન કલાનો પ્રભાવ રહ્યો.

આ જ રીતે ચિત્રકલામાં લઘુચિત્રોનો ઉદય થયો. જૈન હસ્તલિખિત ધર્મગ્રંથો જે તાડપત્ર કે કાગળ પર બન્યા તેમાં લઘુચિત્રો જોવા મળે છે.

મુસ્લિમ સલ્તનતકાળ દરમિયાન થયેલા હુમલાઓને લીધે સ્થળાંતરિતકલાકારોને ગુજરાતના જૈન વેપારી સમાજ તરફથી આવકાર અને આશ્રય મળ્યો. ત્યાં તે પ્રદેશના સંયોજનથી કળાનો સારો એવો વિકાસ થયો.

મુઘલકાળની ધાર્મિક ઉદારતા અને સ્વતંત્રતા જે શાહજહાંના સમય સુધી રહી તેને લીધે જૈન અને શ્રી વલ્લભાચાર્યએ સ્થાપેલા પુષ્ટિમાર્ગનો પ્રભાવ વધ્યો, જેની ઊંડી અસર ગુજરાતના ધાર્મિક અને સાંસ્કૃતિક જીવન પર પડી. સ્થાપત્યકલા, શિલ્પકલા અને ચિત્રકલામાં તે જોવા મળે છે.

આ કાળ દરમિયાન થયેલ જૈન લઘુચિત્રપોથીની કલા, વૈષ્ણવપોથીની ચિત્રકલા જેમાં ગીતગોવિંદ, ભાગવત, દશમસ્કંધની ચિત્રિત પોથી મળી આવેલ છે. આ ઉપરાંત, શકિતનો મહિમા વર્ણવતી દેવી મહાત્મ્યની કાગળ પર ચીતરેલી પોથીઓ પણ પ્રાપ્ત થઈ છે. મુઘલકાળ દરમિયાન ગુજરાતના જૈન તેમજ હિંદુ મંદિરોમાં અને મહેલોમાં તથા દરબારગઢોમાં ભીંતચિત્રોનું આયોજન થયેલું જોવા મળે છે.

જેમાં મુખ્યત્વે જૈન ધર્મ અને ભાગવત તથા રામાયણ પર આધારિત કથાવસ્તુ જોવા મળે છે. મુસ્લિમ તથા હિંદુ કળાના સંયોજન રૂપે તે શૈલીનો વિકાસ થયો છે. તે સ્થળે વસેલા કલાકારો પર ત્યાંની અસર તેમજ રાજપૂત શૈલીનો પ્રભાવ જોવા મળે છે. મુઘલ સામ્રાજયના અંત અને મરાઠા સામ્રાજયના ઉદયથી એક નવી શૈલીનો વિકાસ થયો, જેમાં મરાઠા શૈલીનો અતિ પ્રભાવ રહ્યો.

આ ઉપરાંત, ઈસ્ટ ઈન્ડિયા કંપનીના વધતા પ્રભાવને લીધે ચિત્રકળા પર પણ અસર પડી જે ભીંતચિત્રકલાના વ્યાપના અંત સુધી રહી, જેના સુંદર નમૂના ખેડાના તેમજ કચ્છના ભીંતચિત્રોમાં જોવા મળે છે. સદાનંદ સ્વામી (૧૭૯૧-૧૮૩૦)ના સ્થાપેલા સંપ્રદાયે પણ ભીંતચિત્રોના ફેલાવામાં ઘણો જ મહત્વનો ફાળો આપ્યો, જે આજ પર્યંત સ્થપાતા અને સ્થપાયેલા મંદિરોમાં જોઈ શકાય છે.

ભીંતચિત્રો દ્વારા જે-તે સમયના લોકોની સામાજિક પ્રવૃત્તિ તેમજ રાજકીય અને સાંસ્કૃતિક બાબતોની ઝાંખી થાય છે. સાહિત્ય, ગીત, સંગીત, ચિત્રાંકન ઉપરાંત કલાકારીગરીને શ્રી સહજાનંદ સ્વામીએ સંસ્કારરૂપે આવકાર્યા. તેને અનુરૂપ તલાટી ચિતારાઓએ આ સંપ્રદાયના મંદિરોના સંકુલમાં ચિત્રો દોરેલા, જે આજે પણ ગઢડા, વડતાલ, બોચાસણ મંદિરોમાં જોવા મળે છે. આ ચિત્રોમાં લોકશૈલી, સલાટીશૈલી તેમજ મરાઠી પીંછીની અસર જોઈ શકાય છે.

રાજસ્થાનમાં રહેલા ગુજરાતના ચિતારાઓએ ગુજરાત, રાજસ્થાન અને માળવાની લોકકલાનો સમન્વય કરી એક નવી શૈલીનું સર્જન કર્યું. તેમાં ઠીંગણી માનવકૃતિ, શોભન પ્રકારની વનસ્પતિ, સરળ રેખાંકનો અને તેજસ્વી રંગોનો સમન્વય કરી સરળ રચના કરી, જે સુલતાન સમયની ચિત્રકલા તરીકે ઓળખાઈ અને તેમાં મુખ્યત્વે ફૂલવેલ અને ભૌમિતિક આકારોનું નિરૂપણ થયું.

સત્તરમી-અઢારમી સદીના ભીંતચિત્રોમાં રાજસ્થાન તેમજ મુસ્લિમ પરિપાટીની અસર જણાય છે. તે પહેલાં મુઘલકાલીન ભીંતચિત્રકલા જૈન ધર્મ, વૈષ્ણવ, શૈવ અને શકિત સંપ્રદાયને લક્ષમાં રાખીને વિકસી હતી. સત્તરમી-અઢારમી સદીના ભીંતચિત્રો ધાર્મિક અને સામાજિક વિષયવસ્તુ રજૂ કરે છે. મકાનો તથા પહેરવેશના નિરૂપણમાં રાજસ્થાનની અસર સ્પષ્ટ પણે જણાય છે.

૧૮મી સદીના ઉત્તરાર્ધમાં મુઘલોની સત્તાનું ગુજરાતમાં પતન થયું અને મરાઠા સત્તાની સ્થાપના થઈ. પરંતુ, મરાઠાઓ ગુજરાતને સ્થિર અને કાર્યક્ષમ વહીવટ આપી શકયા નહીં. પરિણામે અશાંત અને અવ્યવસ્થાનું સર્જન થતા તેની અસર લલિતકળાઓ પર પડી. લલિતકળાને રાજ્યાશ્રય મળતો બંધ થયો અને કળાનો વિકાસ સ્થગિત થયો. પરંતુ, આવા સમયમાં પણ ગુજરાતમાં રહેલા કલાકારોએ તેમની પ્રવૃત્તિ મર્યાદિત સ્વરૂપમાં જાળવી રાખી. જૈન શ્રેષ્ઠીઓ અને મુઘલ સલ્તનત વચ્ચે સુમેળ હતો. ત્યારબાદ સતત સંઘર્ષ કરતા મરાઠાઓ પણ હિંદુ હોવાથી કલા અને સાહિત્યની પ્રવૃત્તિમાં ખાસ કોઈ બાધા ન આવતા તે ચાલુ રહી.

અઢારમી સદીના મધ્યભાગમાં વડોદરામાં ગાયકવાડની સત્તા સ્થપાઈ અને ત્યારબાદ પારંપરિક ગુજરાતી ભીંતચિત્રોની પરિપાટીમાં મરાઠી લઢણની છાંટ આવી, જે ભીલાપુર, ડભોઈ, ચાંદોદના કાશીવિશ્વેશ્વર તેમજ વડોદરાના કામનાથ મંદિરમાં સ્પષ્ટરૂપે જોવા મળે છે.



# હરપ્પન નગરીની મુલાકાતે

- કપિલ ઠાકર

થોડા દિવસ પહેલા જ ફરીવાર ઋત્વિક રોશન અભિનિત "મોહેન્જો દરો" ફિલ્મ જોઈ. ફિલ્મ જોતા-જોતા એ યુગનાં વિચારોમાં ખોવાઈ જતો. એ અગાઉ કોઈ અંગ્રેજી ફિલ્મ જોયેલી જે ટાઈમ મશીન પર બનેલી હતી. આ બધી બાબત ક્યાંકને ક્યાંક મારા મનમાં ઘર કરી ગઈ હતી અને તેના કારણે જ મને કોઈ પણ હેરીટેજ જગ્યાએ પ્રવેશ કરતી વખતે વિશેષ અનુભૂતિ થતી.

લોકડાઉન પછીનો સમય ચાલી રહ્યો હતો અને કોરોનાની મહામારી હજુ પણ વિશ્વમાં ફેલાયેલી જ હતી. મારા જેવા ફરવાનાં શોખીન લોકો માટે આ સમય ઘણો જ કપરો. વળી, મારી નાની દીકરીને અનુરૂપ જગ્યા હોય એ પણ જરૂરી છે. એવામાં મને એક જગ્યા યાદ આવી. મારા મિત્ર કૌશલ શાહે લોથલની નજીક એક સરસ મજાની કેમ્પસાઈટ ડેવલપ કરેલી છે અને તેનું નામ પણ સરસ આપ્યું છે "આપણો મલક : બેક ટુ બચપન". એક રવિવાર પસંદ કરીને હું પત્ની કિન્નરી અને દીકરી કાનન સાથે કૌશલભાઈની સાઈટ પર પહોંચ્યો. કૌશલભાઈએ તેમના આ મલકને ખુબ જ સુંદર રીતે સજાવ્યો છે અને વિવિધ સંસાધનોને પારંપરિક રીતે વિકસિત કર્યા છે. પ્રારંભિક ચા-નાસ્તો કર્યા બાદ મારી પત્ની અને દીકરી રમતગમતનાં સાધનો સાથે સમય વ્યતીત કરી રહ્યા હતા, જ્યારે હું સાઈટ પર વિવિધ સ્થળોએ ફરી રહ્યો હતો.

કેમ્પસાઈટ પર પરિભ્રમણ દરમિયાન મારી નજર એક નાનકડી બારી પર પડી. ખૂબ જ સુંદર કલા કોતરણીવાળી બારી! મને થયું કે કૌશલભાઈ પોતાના કેન્દ્રને સુશોભિત કરવા માટે આ કલાત્મક નમૂનો ક્યાંકથી લાવ્યા હશે. પણ બારી એવી જગ્યાએ લગાવેલી કે પાછળનો ભાગ જોઈ ન શકાય. એટલે મને વધારે ઉત્સુકતા થઈ કે લાવને બારી ખોલીને પાછળ જોઉં કે ત્યાં શું છે? મેં બે લાકડાની બનેલી બારીને ખોલીને તેની અંદર જોવાનો પ્રયાસ કર્યો. મેં જોયું કે ખૂબ જ ઊંડે-ઊંડે સુધી પ્રકાશ જેવું કંઈક દેખાઈ રહ્યું હતું અને આસપાસનો વિસ્તાર ખુલ્લો હતો. આ બાબત મને વિશેષ લાગતા મેં બારી વાટે અંદર પ્રવેશવાનો પ્રયાસ કર્યો અને ત્યાંજ કંઈક અલગ જ અનુભૂતિ થવા લાગી અને મારી આંખો સામે કોઈ પ્રકાશ ઝડપથી પસાર થઈ ગયો હોય તેવું લાગ્યું.

હું કંઈ સમજું અને પાછળ બારી તરફ જોઉં એ પહેલા જ મારી સામે કેટલાંક આકાર જન્મ લઈ રહ્યા હતા અને તેમાં રહેલી માનવ આકૃતિઓ અને ઉપલબ્ધ મકાનો તેમજ દુકાનોનાં માળખાઓ મને કંઈક વિશેષ હોવાનું પ્રતીત કરાવતા હતા. હું ધીમે-ધીમે અને જરાક ગભરાતો આગળ વધી રહ્યો હતો. જેમ જેમ આગળ વધતો રહ્યો તેમ તેમ મને ખ્યાલ આવતો રહ્યો કે માનો કે ન માનો પણ હું હરપ્પન સભ્યતાની નગરીમાં પ્રવેશી ચૂક્યો છું. આ પ્રદેશમાં ન કોઈ મારી ભાષા સમજી શકે અને ન કોઈ મને સમજવા તૈયાર હતું. પણ અચાનક જ મને એક માહિતી કેન્દ્ર જેવું દેખાયું અને ત્યાં સ્થળ વિશે તપાસ કરતા મને જાણવા મળ્યું કે હું આજથી ૫૦૦૦ વર્ષ પહેલાની સિંધુ નદીની ખીણમાં જે સભ્યતા શરૂ થઈ તેના અગત્યનાં વેપારી કેન્દ્ર લોથલમાં હતો.

આસપાસ ફરતી વખતે સૌપ્રથમ મને બંદર જોવાની ઈચ્છા થઈ. અહીં વહાણો લાંગરવા માટે કૃત્રિમ ધક્કો (ડોકયાર્ડ) બાંધવામાં આવ્યો હતો અને દેશ-વિદેશ સાથે તેનો દરિયાઈ માર્ગે વેપાર ચાલતો હતો. નગરમાંથી ઉત્પાદિત થયેલી ચીજ-વસ્તુઓ આ કૃત્રિમ ધક્કામાં આવેલા વહાણોમાં લાદવામાં આવતી અને દૂર દરિયામાં ઉભેલી મોટી બોટમાં તે સામાન ચડાવીને પરદેશ મોકલવામાં આવતો અને એ જ રીતે જુદી-જુદી ચીજ-વસ્તુઓની આયાત પણ કરવામાં આવતી. ટુંકમાં લોથલ એક સમૃદ્ધ બંદર હતું. વહાણમાં ચડાવવાના માલ-સામાન માટે અહીં પાકી ફરસબંધીવાળી છાપરાયુક્ત વખાર બાંધવામાં આવી હતી. વારંવાર આવતા પૂરની સામે નગરનું રક્ષણ કરવા કાચી ઈંટની ઉંચી દીવાલ પણ બંધાવી હતી. નગરના ઉત્તર ભાગમાં શહેરનું મુખ્ય બજાર, અગ્નિ ખૂણામાં ઉંચો ઉપરકોટ તેમજ આ ઉપરકોટની પશ્ચિમે કારીગરો, ખેડૂતો અને વેપારીઓના મકાન નીચી પીઠીકાઓ ઉપર બાંધવામાં આવ્યા હતા. દરેક નાના-મોટા રહેણાંક ઘરોમાં પાકા ફરસવાળા સ્નાનગૃહો હતા અને ઈંટોની ફરસવાળી ગટરોમાં ગંદુ પાણી ખાળ કોટડીમાં ઠલવાતું. સમગ્ર ઘરનો કચરો અને વરસાદી પાણી નગરમાંથી બહાર નીકળી જાય તેવી સર્વાંગ સંપૂર્ણ વ્યવસ્થા હતી. નગરના બે રસ્તા સીધી લીટીમાં કાટખૂણે છેદતા અને વાહનો સામ-સામે પસાર થઈ શકે તેટલા પહોળા હતાં. ધોરી રસ્તા અને શેરીઓ સીધી લીટીમાં પસાર થતી અને એકબીજાને કાટખૂણે કાપતી.

સામાન્ય નાગરિકોના મકાનો ઉંચી પીઠીકાઓ ઉપર બાંધવામાં આવતા. પકવેલી ઈંટો ડોકયાર્ડ, અહીંની ગટરો અને સ્નાનખંડોમાં તેમજ ઉપરકોટના મહત્વના મકાનોના ઉપલા ભાગમાં વપરાતી. અહીંનું ગટર આયોજન આજની આધુનિક પદ્ધતિને ટક્કર મારે તેવું હતું. ગમે તેટલા વરસાદમાં ક્યાંય પાણી ન ભરાઈ રહે અને નગરનું પાણી બહાર નીકળીને નદીમાં ભળી જાય તેવી વ્યવસ્થા હતી.



અહીં વ્યાવસાયિક ભઠ્ઠીઓ હતી. તામ્રકારો તાંબાના ગઠ્ઠાઓ ગાળવા માટે ઓજારો તેમજ ઘરેણાં ઢાળવા માટે લંબચોરસ અને ગોળ ભઠ્ઠીનો ઉપયોગ કરતા. એમ કહેવાય છે કે લોથલના કારીગરોનું નકશીકામ અપૂર્વ હતું. ધાતુવિદ્યા અને સોના-ચાંદીના ઘરેણાંના નકશીકામમાં તેઓ અવ્વલ દરજ્જાના કારીગરો હતાં. લોથલમાંથી આભૂષણોના અનેક પ્રકારના નમૂના મળ્યા છે, એમાં કંઠહાર, લટકણિયા, વાળીઓ, વીંટીઓ, વલયો અને બંગડીઓનો સમાવેશ થતો. વળી, અર્ધકિંમતી પથ્થરો, સોનું, તાંબું, છીપ, હાથીદાંત વગેરેના મણકા પણ નોંધપાત્ર છે. આ મણકાઓ ઉપર ચળકાટ લાવવાનો વ્યવસાય અહીં વ્યાપકપણે થતો અને તેની નિકાસ પણ થતી. લોથલના લોકો ધાતુને બદલે પથ્થરનો ઉપયોગ વિશેષ કરતાં અને તેના ઘરેણાં પણ બનાવતા. કેટલાંક ઓજારો તાંબા અને કાંસાના પણ બનાવતા.

અહીં બાળકોને રમવાનાં રમકડાં તથા પૂજા માટે ઉપયોગમાં લેવાતી મૂર્તિઓ વિશેષ છે. પકવેલી માટીના શિલ્પોમાં ઘરાળુ અને જંગલી પશુઓ વિશેષ પ્રમાણમાં મળે છે. લોથલમાંથી મળેલ સેલખડીની મુદ્રાઓ અને નકશીકામના સર્વોત્તમ નમૂનાઓ આપણને મળ્યા છે. અહીંની શીંગડાવાળા પશુ અને ખૂંધ વિનાના આખલાની નાની આકૃતિઓ ધ્યાન ખેંચનારી છે. વાયવ્ય દિશા તરફ જતા લોથલનું સ્મશાન હતું.

મોહેન્જો દરો કરતા અડધા કદનું આ નગર લંબચોરસ આકારનું છે. ઉત્તરથી દક્ષિણ ૧૧૮૦ ફીટ લાંબુ અને પૂર્વથી પશ્ચિમ ૬૯૦ ફૂટ પહોળું હોવાની પ્રાથમિક વિગતો મને મળી. તે ઉપરાંત, નગર જોતા જાણવા મળ્યું કે સમગ્ર નગરને ફરતે ૧૩ મીટર જાડી દીવાલ છે અને ઊભા-આડા માર્ગો કાટખૂણે એકબીજાને કાપતા છે.

સમગ્ર નગરમાં અંદાજિત ૧૦,૦૦૦ ની આસપાસ વસ્તી હશે અને લોથલની ભૌગોલિક રચનાને ધ્યાનમાં રાખી તેના તત્કાલીન શાસકોએ આ નગરને બંદર તરીકે વિકસાવવા માટે ખૂબ સરસ આયોજન કરેલું. અહીં રાજાનું નિવાસસ્થાન, મકાનો, માલસામાનનાં ગોડાઉન, વહાણ લાંગરવાનો ધક્કો, કારખાનાઓ, રસોઈ માટેની ભઠ્ઠીઓ, કસ્ટમ હાઉસ અને તેના અધિકારીઓ માટેની ઓફિસો તેમજ વેપારીઓ અને કારીગરોનાં આવાસસ્થાન, સ્નાનાગૃહ અને મળમૂત્રનાં નિકાલ માટે ખાળકૂવાઓ અને ગટરોની સુવ્યવસ્થિત રચના જોઈ મને એમ જ લાગ્યા કરે કે હું ભવિષ્યની નગરીમાં આવી ગયો હતો, ભૂતકાળની નહીં. આ બધી બાબતોને હું જાણવા અને સમજવા પ્રયાસ કરી રહ્યો હતો ત્યાં જ એક ઘટના બની. મારી નજર સામે જ એક નવું જહાજ સામેથી આવી રહ્યું હતું અને તેમાંથી કેટલાક માલ-સામાન સાથે વેપારીઓ ઉતર્યા. મને આ લોકો યુરોપનાં હોય તેવા લાગ્યા. મારા સદ્ભનસીબે તેઓ વર્તમાનમાં આપણે જે ઉપયોગ કરીએ છીએ તેની નજીકની અંગ્રેજી ભાષામાં વાત કરતા હતા, જેનાં કારણે હું તેમની સાથે ભળી શક્યો. મને જાણવા મળ્યુ કે તેઓ મૂળ મેસોપોટેમિયાનાં છે અને હરપ્પન દેશો સાથે વેપાર અર્થે પ્રથમવાર જ આ પ્રદેશમાં આવ્યા છે. અહીંથી તેઓ કસ્ટમની પ્રાથમિક કાર્યવાહી પૂર્ણ કરીને ધોળાવીરા જવાના હતા.

મેં તેમને વિનંતી કરી કે શું હું તેમની સાથે ધોળાવીરા આવી શકું અને તેમની પરવાનગી મળતા હું પણ એક ગાડામાં તેઓની સાથે ગોઠવાયો. નાના નાના ગામડાંઓ, નગરો પસાર કરતા અમારી સવારી નીકળી. અમે રોઝડી, રંગપુર, કુંતાસી વગેરે નગરોમાં રોકાતા રોકાતા અંતે ધોળાવીરા તરફ આગળ વધ્યા. માર્ગમાં આવતા સ્થળો અને સાંભળવા મળતી વાતોથી મેં જાણ્યું કે સમગ્ર ગુજરાતમાં હડપ્પા સંસ્કૃતિના વિવિધ તબક્કાઓના લગભગ ૨૫૦ જેટલા ગામો કે નગરો કાર્યરત છે. તે સમયે કચ્છનું મોટું રણ સમુદ્રનાં સ્વરૂપમાં હોવાથી તેમજ કૃષિ તથા ઉદ્યોગોની દ્રષ્ટિએ ગુજરાત સમૃદ્ધ હોવાથી આર્થિક તકનો લાભ લેવા હડપ્પીયન વેપારીઓએ સૌપ્રથમ કચ્છ અને ત્યારબાદ સૌરાષ્ટ્ર અને ગુજરાતનાં અન્ય પ્રદેશોનો વિકાસ કર્યો હતો. ધોળાવીરા આ સભ્યતાનું સૌથી મોટું અને સુવ્યવસ્થિત રચના ધરાવતું નગર હતું. ધોળાવીરા સુધી પહોચવાનાં માર્ગમાં આ મેસોપોટેમિયન વેપારીઓ મને ધોળાવીરા વિશે પૂછતા રહ્યા અને મને અતુલ્ય વારસો મેગેઝીનને કારણે અને ઈતિહાસના વિષયના વિદ્યાર્થી હોવાને કારણે ધોળાવીરા વિશે જે વાંચન કરેલું તેના આધારે મને જે જ્ઞાન હતુ તે વિશે હું તેઓને મારા અંગ્રેજીના જ્ઞાનની મર્યાદામાં સમજાવતો રહ્યો.ધોળાવીરા અને ગુજરાતનાં મહત્તમ વિસ્તાર સિંધુ ખીણના પ્રદેશ તરીકે ઓળખાય છે કેમકે તેના મૂળ નગરો સિંધુ નદીનાં કાંઠે વિકાસ પામ્યા છે. આ નગરનું આયોજન અને જળવ્યવસ્થા અતિ ઉત્તમ છે. કિલ્લેબંધ ધોળાવીરા નગર ત્રણ ભાગોમાં વહેંચાયેલું છે, જેમાં ઉપલાં નગરમાં શાસકો, વચલા નગરમાં મધ્યમ વર્ગ અને નીચલાં નગરમાં સામાન્ય લોકો વસવાટ કરે છે. નગરમાં પાણી સંગ્રહ કરવાની ખૂબ જ સુંદર વ્યવસ્થા છે અને આ નગર ગુજરાતનાં ભૂપ્રદેશનું સૌથી મોટું મથક તેમજ વિદેશ વેપાર સાથે સંકળાયેલ મુખ્ય વેપાર કેન્દ્ર છે. વધુમાં ધોળાવીરામાં વિવિધ ઉદ્યોગોના કારખાનાઓ પણ આવેલા છે.

આ બધી ચર્ચા કરતા-કરતા એક ભવ્ય નગરમાં અમે પ્રવેશી રહ્યા હતા અને એ નગરનાં પ્રારંભમાં જ એક મોટું સાઈનબોર્ડ જોવા મળ્યું (વર્તમાન સમયમાં આપણે જે લિપિ ઉકેલવા પ્રયત્ન કરીએ છીએ આ એ જ સાઈનબોર્ડ). એ સાથે જ મારી સાથે મુસાફરી કરી રહેલ પરદેશી વેપારી ખુશ થતો બોલી રહ્યો હતો કે આપણે મંઝિલ પર પહોંચી ગયા છીએ. ધોળાવીરાનાં માત્ર ખંડેરો જ જોયેલા અને ફિલ્મમાં ઊભો થયેલો સેટ જોયેલો. હકીકતમાં આ નગર જીવંત જોવા મળશે તે મારા માટે અતિ આનંદની વાત હતી. ખૂબ જ ઉત્સાહથી હું બધા વિદેશી વેપારીઓ સાથે મુખ્ય દ્વારથી આગળ વધ્યો. જ્યાં અમારા ગાડાઓને રોકીને પૂછપરછ કરવામાં આવી. હું ધોળાવીરાનાં અંગરક્ષકો માટે શંકાસ્પદ હતો અને મને છોડીને બાકીનાં સૌને નગરમાં પ્રવેશ આપવામાં આવ્યો. મારા વિશે માહિતી એકત્ર કરી ઓળખ માંગવામાં આવી. હું તેમને સમજાવવા પ્રયાસો કરતો હતો અને અચાનક મારા ખભા પર કોઈએ હાથ મુક્યો, મેં જોયુ તો કૌશલભાઈ હતા.

મને કહે "ક્યાં ખોવાઈ ગયા ? ચાલો જમવા" !!



# પ્રાત:કાળમાં હાથના દર્શન કેમ કરવા?

- ધાર્મિક પુરોહિત

શાસ્ત્રોમાં કહ્યું છે કે,
'કરાગ્રે વસતે લક્ષ્મી, કરમધ્યે સરસ્વતી
કરમૂલે તુ ગોવિંદ:, પ્રભાતે કરદર્શનમ્ '

હાથના આગળના ભાગમાં લક્ષ્મીજી નિવાસ કરે છે. હાથની મધ્યમાં સરસ્વતીનો અને મૂળમાં ગોવિંદ ભગવાનનો વાસ હોય છે. એટલા માટે સવારમાં હાથના દર્શન કરવા જોઈએ અને જીવનમાં ધન, જ્ઞાન અને ઈશ્વરને પ્રાપ્ત કરવાનું મનુષ્યના હાથમાં છે, એટલે પ્રાત:કાળમાં હાથના દર્શન અવશ્ય કરવા જોઈએ.

- **ઉત્તર દિશામાં મોં રાખીને કેમ ના ઉંઘવું જોઈએ?**

કારણકે હિંદુઓની ધાર્મિક માન્યતા અનુસાર, મૃતકનું મુખ ઉત્તર દિશામાં હોય છે.

- **ઉત્તર દિશામાં માથું રાખીને ન ઊંઘવાનું કોઈ વૈજ્ઞાનિક તથ્ય છે?**

વૈજ્ઞાનિકોના અનુસાર, ઉત્તર ધ્રુવ ચુંબકીય ક્ષેત્રનો સૌથી શક્તિશાળી ધ્રુવ છે. ઉત્તર ધ્રુવના તીવ્ર ચુંબકત્વના કારણે મસ્તિષ્કની શક્તિ ક્ષીણ થઈ જાય છે એટલે ઉત્તરની તરફ માથું રાખીને ન સૂવું જોઈએ.

- **મૃતકનું માથું ઉત્તર દિશાની તરફ કેમ રાખવામાં આવે છે?**

મૃત્યુકાળના સમયે પ્રાણી (મનુષ્ય)ને ઉત્તરની તરફ માથું રાખીને એટલા માટે સૂવાડવામાં આવે છે કારણ કે પ્રાણનો ઉત્સર્ગ દશમ માર્ગ દ્વારા થાય. ચુંબકીય વિદ્યુતપ્રવાહ દક્ષિણથી ઉત્તર તરફ હોય છે. કહેવાય છે કે, મર્યા પછી કેટલીક ક્ષણો સુધી પ્રવાહ માનવીના મસ્તિષ્કમાં રહે છે એટલે ઉત્તર દિશામાં માથું રાખીને ધ્રુવીય આકર્ષણને કારણે પ્રાણ જલ્દી નીકળી જાય છે.

- **હાથ મિલાવવો ઉચિત છે કે અનુચિત? વૈજ્ઞાનિક કારણ સ્પષ્ટ કરો.**

પશ્ચિમી સભ્યતાનું અનુકરણ કરીને અહીંયા હાથ મિલાવવાની પ્રથા શરૂ થઈ, જે ઉચિત નથી, કારણકે હાથમાં અનેક પ્રકારના સંક્રામક બીમારીઓના વાયરસ રહેલા હોય છે, જેના હાથ મિલાવવાથી એ વાયરસનું આદાન-પ્રદાન થાય છે. આ રીતે વિજ્ઞાન અનુસાર હાથ મિલાવવો ઉચિત નથી. ભારતીય માન્યતા અનુસાર હાથ મિલાવવાથી આપણા શરીરની સંચિત શક્તિ બીજાના શરીરમાં પ્રવેશ કરી જાય છે. આ રીતે શરીરમાં ક્ષીણતા (કમજોરી) આવે છે. પ્રાચીનકાળથી ગુરુજનો પોતાના શિષ્યોના માથા પર હાથ રાખીને શક્તિપાત કરે છે અથવા વગર કીધે તેને શક્તિ પ્રદાન કરતા હોય છે.

- **નમસ્તે કહેવું ઉચિત છે કે નહીં?**

નમસ્તે શબ્દની રચના સંસ્કૃત ભાષાના 'નમ:' અને 'તે' શબ્દોના જોડાણથી (સંધિથી) થઈ છે. નમ: + તે = નમસ્તે

'નમ:'નો અર્થ થાય છે 'ઝૂકવું' અને 'તે'નો અર્થ છે 'તમારા માટે'. એથી નમસ્તે કહેવું ઉચિત છે.

- **પીપળાના વૃક્ષની પવિત્રતાનું ધાર્મિક કારણ શું છે?**

પીપળાનું વૃક્ષ સમસ્ત વૃક્ષોમાં સૌથી પવિત્ર એટલા માટે માનવામાં આવે છે કેમકે હિંદુઓની ધાર્મિક આસ્થા અનુસાર સ્વયં ભગવાન શ્રીવિષ્ણુ પીપળાના વૃક્ષમાં નિવાસ કરે છે. શ્રીમદ્ ભગવદ ગીતામાં સ્વયં ભગવાન શ્રીકૃષ્ણે પોતાના મુખથી ઉચ્ચારિત કર્યું હતું કે **'वृक्षो में मैं पीपल हूँ।'** સ્કંદ પુરાણ અનુસાર પીપળાના મૂળમાં વિષ્ણુ, તેના થડમાં કેશવ, શાખાઓમાં નારાયણ, પાંદડામાં ભગવાન હરિ અને ફળોમાં સમસ્ત દેવતાઓયુક્ત અચ્યુત ભગવાન સદૈવ નિવાસ કરે છે.

- **શું વૈજ્ઞાનિક દ્રષ્ટિથી પીપળાનું વૃક્ષ પૂજનીય છે?**

પીપળાના વૃક્ષથી ઓક્સિજનનું ઉત્સર્જન થાય છે, જે જીવધારીઓ માટે પ્રાણવાયુ કહેવાય છે. પ્રત્યેક જીવ ઓક્સિજન લે છે અને કાર્બનડાયોક્સાઈડ છોડે છે. વૈજ્ઞાનિક શોધોથી આ તથ્ય સિદ્ધ થઈ ચૂક્યું છે. ઓક્સિજન આપવા સિવાય પીપળાના વૃક્ષમાં અનેક વિશેષતાઓ રહેલી છે. જેમકે, તેમનો છાંયડો શિયાળામાં ઉષ્ણતા આપે છે અને ઉનાળામાં શીતળતા આપે છે. એના સિવાય પીપળાના પાનને સ્પર્શ કરવાથી વાયુમાં રહેલા વાયરસ નષ્ટ થઈ જાય છે. આયુર્વેદ અનુસાર તેની છાલ, પત્તા અને ફળ વગેરેથી અનેક પ્રકારની રોગનાશક દવાઓ બનાવાય છે. આ રીતે વૈજ્ઞાનિક દ્રષ્ટિથી પણ પીપળાનું વૃક્ષ પૂજનીય છે.

- **ભારતીય સંસ્કૃતિમાં ભોજનના કયા નિયમો છે?**

- ભોજન કરતા સમયે સર્વપ્રથમ ભોજનને (અન્નને) પ્રણામ કરવા જોઈએ,કારણકે એ તમારી ભૂખને તૃપ્ત કરે છે.
- ભોજનની ક્યારેય નિંદા ન કરવી જોઈએ, કારણકે ભોજન (જેવું પણ હોય) તમને મળી રહ્યું છે. કેટલાક એવા પણ લોકો છે જેમને બે દિવસ સુધી ભોજન નથી મળતું.
- સ્નાન કર્યા પછી ભોજન કરવું જોઈએ.
- વાતો કરતા ભોજન ન કરવું અથવા ભોજન કરતા સમયે ચૂપ રહેવું.
- કેટલાક લોકોની સાથે બેસીને ભોજન કરતા સમયે જલ્દી-જલ્દી ભોજન કરીને ઊઠી જવું ના જોઈએ, અન્ય લોકોને પણ ભોજન કરવાનો અવસર આપવો જોઈએ.
- જૂતા-ચપ્પલ વગેરે પહેરીને ભોજન ન કરવું જોઈએ. કપડાં પર, હાથ પર, પીપળાના પત્તા પર, વટપત્ર પર ભોજન ન કરવું જોઈએ.
- ભોજન માટે કમળના પત્તા, કેરી અથવા કેળાના પત્તા અને સોના અથવા ચાંદીના વાસણો જ શુદ્ધ માનવામાં આવે છે.
- બધાને ખવડાવીને પછી અંતમાં જ પોતે ભોજન ગ્રહણ કરવું જોઈએ.

- **તુલસીના છોડને આંગણામાં કેમ લગાવવામાં આવે છે?**

તુલસીનો છોડ હિંદુ પરિવારની એક ઓળખ છે તથા સાથે જ તેમની ધાર્મિકતા અને સાત્વિક ભાવનાનો પરિચય પણ આપે છે. હિંદુ સ્ત્રીઓ તુલસીપૂજન પોતાના સૌભાગ્ય તથા વંશવૃદ્ધિની કામના માટે કરે છે. રામાયણકથામાં એક વર્ણિત પ્રસંગ અનુસાર રામદૂત હનુમાન સીતામાની શોધ માટે જ્યારે સમુદ્ર લાંઘીને લંકા ગયા તો ત્યાં તેમણે એક ઘરના આંગણામાં તુલસીનો છોડ જોયો, જે ઘર વિભીષણનું ઘર હતું. તાત્પર્ય એ છે કે તુલસી પૂજનની પ્રથા પ્રાચીનકાળથી ચાલતી આવે આવે છે.

- **તુલસીપૂજનનું કોઈ વૈજ્ઞાનિક કારણ પણ છે?**

તુલસીના પાંદડાઓમાં સંક્રમક રોગોને રોકવાની અદ્ભુત શક્તિ હોય છે. તુલસી એક દિવ્ય ઔષધિનું વૃક્ષ છે, તેના પાનને ઉકાળીને પીવાથી શરદી, ખાંસી તથા મેલેરિયાના રોગોથી રાહત મળે છે. તુલસી કેન્સર જેવા ભયાનક રોગને મટાડવા માટે પણ સહાયક છે. અનેક ઔષધીય ગુણ હોવાના કારણે તુલસીની પૂજા કરવામાં આવે છે.

- **સૂર્યના રથને સાત ઘોડા ખેંચે છે એવો લોકોનો વિચાર છે! આ સાત ઘોડાનું વૈજ્ઞાનિક રહસ્ય શું છે?**

ના તો સૂર્ય પાસે કોઈ રથ છે ના તો એમના રથને સાત ઘોડા ખેંચે છે. સૌરમંડળમાં પોતાની ધરી પર પરિક્રમા કરવી એ જ સૂર્યની ગતિ છે. સૂર્ય આપણાથી ઘણા દૂર છે, તેમનાં માત્ર કિરણો જ આપણા સુધી પહોંચે છે. સૂર્યના આ સપ્તવર્ણ કિરણોને જ હિંદુ ધર્મમાં ઘોડાની ઉપાધિ આપવામાં આવી છે.

# ગુજરાત પુરાતત્વ મંદિર
## ઐતિહાસિક વારસાના જતનમાં ગુજરાત વિદ્યાપીઠનું યોગદાન

- પ્રવિણ પરીખ

રાષ્ટ્રીય શિક્ષણ આપવાના ઉદ્દેશથી આજથી ૧૦૦ વર્ષ પહેલા મહાત્મા ગાંધીજીએ ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી હતી. રાષ્ટ્રીય શિક્ષણની સાથે રાષ્ટ્રીય ઉત્થાનના કામમાં પ્રાચીન સંસ્કૃતિનાં ઝરણાં દરેક વ્યક્તિ સુધી પહોંચે તે માટે ગુજરાત વિદ્યાપીઠ ગુજરાતનો ઈતિહાસ, ગુજરાતી સાહિત્ય, ગુજરાતનું સ્થાપત્ય અને દ્રષ્ટિ જરા વ્યાપક કરીએ તો હિંદુસ્તાનનો ઈતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, ભાષા, વિજ્ઞાન, કળા, ધર્મ, તત્વજ્ઞાન વગેરે વિષયોનું સમભાવપૂર્વક સંશોધન અને અભ્યાસ થાય તે દિશામાં કામ કરવા માંગતી હતી. ગુજરાત વિદ્યાપીઠના આવા ઐતિહાસિક વારસાના જતન માટેના વિચારમાંથી ગુજરાત વિદ્યાપીઠમાં ગુજરાત પુરાતત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી.

ઐતિહાસિક વારસાના જતન અને સંરક્ષણના સંશોધન અને અભ્યાસ માટે ગુજરાત વિદ્યાપીઠને શ્રી પૂંજાભાઈ હીરાચંદ્ર તરફથી રૂ.૩૦,૦૦૦નું દાન આપવામાં આવ્યું હતું, જેના કારણે શ્રીમદ્ રાજચંદ્રના સ્મરણાર્થે પુરાતત્વ પુસ્તકાલય ઉભું કરવામાં આવ્યું અને તા.૨૮-૧૧-૧૯૨૦ના રોજ ગુજરાત પુરાતત્વ મંદિરના આચાર્ય તરીકે મુનિ શ્રી જિનવિજયજીની નિમણૂક કરવામાં આવી. સં. ૧૯૭૭ માગશર સુદ ૧૨, તા.૨૨-૧૨-૧૯૨૦ના રોજ ગુજરાત પુરાતત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી.

૧. હિંદુસ્તાનના અને ખાસ કરીને ગુજરાતના પ્રાચીન ઈતિહાસ, સાહિત્ય, સ્થાપત્ય, કળા, વિજ્ઞાન, ધર્મ, સમાજ અને તત્વજ્ઞાન વગેરે વિષયોની શોધખોળ કરવી અને તેના પરિણામો પ્રકાશિત કરવાં.

૨. હિંદુસ્તાનના પ્રાચીન ઈતિહાસ, સાહિત્ય અને દર્શનશાસ્ત્રોનું, તેમ જ સંસ્કૃત, પ્રાકૃત અને પાલિ આદિ ભાષાઓનું શાસ્ત્રીય અને તુલનાત્મક પદ્ધતિએ શિક્ષણ આપવું.

૩. શોધખોળના વિષયમાં રસ લેનારા શોધકોના ઉપયોગ માટે એક સારામાં સારૂં પુસ્તકાલય બનાવવું, જેની અંદર પ્રાચીન વિદ્યાને લગતું આજ સુધીમાં પ્રગટ થયેલું સમગ્ર સાહિત્ય સંગ્રહિત કરવામાં આવે.

૪. સંસ્કૃત, પ્રાકૃત, પાલિ, અપભ્રંશ અને જૂની ગુજરાતી, ફારસી અને અરબી આદિ ભાષાઓમાં લખાયેલા અલભ્ય-દુર્લભ ગ્રંથોને નવીન પદ્ધતિએ સંશોધિત-મુદ્રિત કરીને પ્રગટ કરવા અને કરાવવા.

૫. દેશ-પરદેશની જુદી-જુદી ભાષાઓમાં લખાયેલા પુરાતત્વ વિષયક સાહિત્યને ગુજરાતી ભાષામાં ઉતારવું.

૬. શોધખોળ વિષયના અભ્યાસીઓને તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી. તેમના અભ્યાસકાર્યમાં દરેક પ્રકારની સાહિત્ય સંબંધી સહાયતા આપવી.

ગુજરાત પુરાતત્વ મંદિરે સંશોધન અને અભ્યાસના એક ભાગરૂપે ૨૨ જેટલા પુસ્તકો પ્રકાશિત કર્યાં હતા અને ઓક્ટોબર ૧૯૨૨માં પુરાતત્વ ત્રૈમાસિક શરૂ કર્યું. પુરાતત્વ ત્રૈમાસિક વિષે શ્રી મહાદેવભાઈ દેસાઈએ લખ્યું હતું કે, આવું પત્ર ગુજરાતીમાં એક જ છે; એટલું જ નહીં, પણ મુંબઈ પ્રાંતમાં અને દેશમાં એક જ છે એમ કહીએ તો ચાલે. આ પુરાતત્વ ત્રૈમાસિકમાં પાંચ વર્ષની અંદર કુલ ૯૪ લેખો પ્રકાશિત કરવામાં આવ્યા હતા. પરંતુ, સમયની સાથે ગુજરાત પુરાતત્વ મંદિર સાથે જોડાયેલા વિદ્વાનો વિવિધ કારણોસર છૂટા થઈ ગયા અને તેના કારણે પુરાતત્વ ત્રૈમાસિક ૧૯૨૮માં બંધ થઈ ગયું. ૧૯૩૦ થી ૧૯૩૪ દરમિયાન સ્વરાજ્યની લડતના કારણે ગુજરાત વિદ્યાપીઠનું શિક્ષણકાર્ય બંધ રહ્યું અને ૧૯૩૨ થી ૧૯૩૪ સુધી ગુજરાત વિદ્યાપીઠ સરકાર હસ્તક રહી.

તેના કારણે વિદ્યાપીઠમાં ચાલતો દરેક વિભાગ બંધ થયો, જેમાં ગુજરાત પુરાતત્વ મંદિરનો પણ સમાવેશ થાય છે. પરંતુ, ઐતિહાસિક વારસાના જતન અને સંશોધન માટે ગુજરાત વિદ્યાપીઠે ફરીથી પુરાતત્વનું કામ શરૂ કર્યું. ઈતિહાસ અને સંસ્કૃતિ વિભાગના ડૉ. રસેલ જમીનદાર, પ્રો આર. એન. મહેતા અને શ્રી રસિકલાલ પરીખે ખૂબ જ મહેનત કરીને પુરાતત્વ મંદિરમાં ભૂતકાળમાં થયેલ દરેક કામની વિગતો અને અહેવાલો શોધીને પુરાતત્વનું કામ ફરીથી શરૂ કર્યું. સાથે જ ગુજરાત વિદ્યાપીઠના કુલનાયક શ્રી રામલાલ પરીખે પુરાતત્વ મંદિરના વિકાસમાં ખૂબ જ મહત્વની કામગીરી કરી અને તેઓના સહયોગ અને માર્ગદર્શનના કારણે જ દેશ અને વિદેશનાં પુરાતત્વ વિભાગ સાથે જોડાયેલા લોકોને ભેગા કરીને ૧૯૭૨માં **"MODERNISATION OF INDOLOGICAL STUDIES"** વિષય પર સેમિનારનું આયોજન કરીને ગુજરાત વિદ્યાપીઠે ઐતિહાસિક વારસાના જતન અને સંશોધન માટે ખૂબ જ મોટુ કામ કર્યું હતું.

ગુજરાત વિદ્યાપીઠની સ્થાપનાકાળે શરૂ થયેલ ગુજરાત પુરાતત્વ મંદિરને આજે પ્રાચ્યવિદ્યા અને વિરાસત વ્યવસ્થાપન સંસાધન કેન્દ્ર દ્વારા પુનઃજીવિત કરી તેનો વ્યાપ વધારવાનો નિર્ધાર કરવામાં આવ્યો છે, ત્યારે આ વિભાગના માનદ્ નિયામક શ્રી પ્રો. દેબાશિષ નાયક જણાવે છે કે, આ વિભાગ દ્વારા વિરાસત વ્યવસ્થાપન અને માધ્યમો પર સેમિનાર, હેરીટેજ વોક, ગ્રામીણ પ્રવાસન અને ગાંધીજીના ગ્રામસ્વરાજની વિરાસત પર પેપર અને ઈંદિરા ગાંધી નેશનલ સેન્ટર ફોર આર્ટ્સ, દિલ્હી સાથે સમજૂતી કરાર જેવા કાર્યક્રમો કરવામાં આવ્યા છે અને ભવિષ્યમાં ગ્રામીણ વિરાસત અને ટકાઉ વિકાસ પર આંતરરાષ્ટ્રીય સેમિનાર, અનુપારંગત વિદ્યાર્થીઓ માટે ફેલોશિપ જેવા કાર્યક્રમો આયોજિત કરવામાં આવશે.

આજના આધુનિક સમયમાં દરેક વ્યક્તિને પોતાની સંસ્કૃતિ અને ઐતિહાસિક વારસાની સાચી સમજ આપવી એ આપણી ફરજ છે. મહાત્મા ગાંધીજીએ રાષ્ટ્રીય કેળવણી માટે ગુજરાત વિદ્યાપીઠની સ્થાપના કરી અને સાથે જ મુનિ શ્રી જિનવિજયજી અને અન્ય મહાનુભાવોની સલાહથી પુરાતત્વ મંદિરની સ્થાપના કરવામાં આવી, જેનો મુખ્ય ઉદ્દેશ એ જ હતો કે જ્યાં સુધી આપણે આપણી સંસ્કૃતિ અને ઐતિહાસિક વારસાને સમજીએ નહીં ત્યાં સુધી આપણે આઝાદી પ્રાપ્ત કરી શકીએ નહીં. ગુજરાત વિદ્યાપીઠે આજે ૧૦૦ વર્ષ પૂર્ણ કર્યા છે ત્યારે ચોક્કસ ગર્વ થાય છે કે પુરાતત્વ મંદિરને પ્રાચ્યવિદ્યા અને વિરાસત વ્યવસ્થાપન સંસાધન કેન્દ્ર દ્વારા પુનઃજીવિત કરીને ઐતિહાસિક વારસાના જતનમાં આપણે એક અનોખી પહેલ કરી છે.








## QUEENSKITCHEN.IN

ભારત દરેક ક્ષેત્રમાં વિવિધતા ધરાવતો દેશ છે. સંસ્કૃતિ, ભાષાની સાથે સાથે રાંધણકળામાં અહીયા ખુબજ વિવિધતા જોવા મળે છે અને વાત જ્યારે રસોઇની હોય ત્યારે ભારતીય રસોઈપ્રથા જાણે વિવિધ સ્વાદ અને સ્વાદીસ્ઠ વાનગીઓનુ એક અનેરૂ મેઘધનુષ્ય છે. અમે અમારી વેબસાઇટ **QUEENSKITCHEN.IN** દ્વારા એક એવુ પ્લેટફોર્મ બનાવવાની કોશિશ કરી રહ્યા છીએ જેમાં ગુજરાતી, મરાઠી, રાજસ્થાની, પંજાબી, દક્ષીણી જેવી વિવિધ શાકાહારી ભારતીય વાનગીઓ, પારંપરીક વારસાગત કંસાર જેવી વાનગીઓ, ધુઘરા અને સુવાળી જેવા વાર-તહેવારના પારંપરીક નાસ્તા તથા મિષ્ટાન, વ્રત-ઉપવાસનાની ફરાળી વાનગીઓ અને આ ઉપરાંત આવનારી પેઢીને જે ભાવે છે તેવી ફ્યુઝન વાનગીઓ આપને એક જ જગ્યાએથી મળી રહે. વિવિધ વાનગીઓ જોવા તેમજ આપની વાનગીઓ અમારી વેબસાઇટ પર મુકવા માટે આજેજ અમારી વેબસાઇટ વિઝીટ કરો.

આજના સમયમા જ્યારે પારંપરિક રીત-રિવાજો ભૂલતા જાય છે અને રીત-રિવાજો જાણતા હોવા છતાં પણ કોવિડ-૧૯ ના કારણે પારંપરિક વસ્તુઓ લેવા જઈ શકાય તેમ નથી ત્યારે MEERA'S SELECTION (MEERAS.ONLINE) આપના માટે લાવ્યું છે, લગ્નપ્રસંગમાં તેમજ વાર-તહેવારે વપરાતી પારંપરિક જરૂરી વસ્તુઓ આપની મોબાઈલ સ્કીન પર આપનાથી ફકત એક જ ક્લિક દૂર....

આ ઉપરાંત લગ્ન લઈ જવાનું ગાડું/ડોલી, હેન્ડીક્રાફ્ની ઘરસજાવટની વસ્તુઓ, દિકરીને આણાંમા આપવાની વસ્તુઓ, તોરણ, ઘવારી, પ્રસંગમા ઉપયોગી પારંપરિક વસ્તુઓ, હેન્ડ બ્લોગ પ્રિન્ટેડ સાડી અને પંજાબી, હાથકામથી તૈયાર કરેલી વસ્તુઓ , મોતીકામની વસ્તુઓ, મોતીકામ કરેલો કાનુડાનો જુલો વગેરે...




CLOTHING | DRESSING | HANDICRAFT | TRADITIONAL

GST 24CAKPD9962N1Z2

**ફોન અથવા WhatsApp +91-8866449506**









# કલા અને સંસ્કૃતિની જાળવણી

- પ્રવિણ ક. લહેરી
ફોટોગ્રાફ્સ : દર્શન ત્રિપાઠી

આ વર્ષે નવરાત્રીની ઉજવણી રંગેચંગે થશે નહી. નોન-સ્ટોપ સંગીત સાથે ગવાતા પ્રાચીન અને અર્વાચીન ગરબા વિના ગુજરાતીઓને સૂનુંસૂનું લાગશે. કોરોનાનો પ્રશ્ન સ્થાનિક હોત કે ભારત પૂરતો જ મર્યાદિત હોત તો રસીયાઓ કદાચ નોન-રેસીડન્ટ ગુજરાતીઓ પાસે ગરબા રમવા માટે પહોંચી જાત તેવી ધારણા અસ્થાને નથી. વડોદરાના યુનાઈટેડ વેઝના ગરબા એટલે એક અદ્‌ભૂત આયોજન, આલ્હાદક વાતાવરણ, કલામાં પૂર્ણતાની ઉપાસના અને શિસ્ત-સંસ્કારથી ગુજરાતની ગરિમાને ચાર ચાંદ લગાડતો પ્રસંગને પણ ટી.વી. કે મોબાઈલમાં જૂના રેકોર્ડીંગમાંથી જોઈને સંતોષ માનવાનો રહેશે. ગરબાની મોસમ ખીલી ત્યારે સિનેમાવાળા પણ નવી ફિલ્મ રજૂ કરતાં સંકોચ પામે. ક્રિકેટની ઘેલછા પણ સાવ વિસરાય જાય. ગરબા હવે ગુજરાતના છે તેટલા જ વિશ્વના છે. ભારતના દરેક મોટા અને વિદેશમાં વસતા ભારતીય મૂળના લોકો માટે આ નવરાત્રીનો નૃત્ય મહોત્સવ એક શક્તિશાળી ઓળખ બની છે. ''માડી તારું કંકુ ખર્યું ને સૂરજ ઉગ્યો''એ પંક્તિ આપણને શક્તિ ઉપાસનાનું મહત્ત્વ સમજાવે છે. શિવ-શક્તિની આરાધનાનો આ અનેરો મહોત્સવ ધાર્મિક ભાવના ઉપરાંત ગુજરાતની કલા અને સંસ્કૃતિના પ્રસાર માટે મહત્ત્વનો બન્યો છે. આજના પાર્ટી પ્લોટના ઝાકમઝોળ ગરબા એ પ્રમાણમાં નવતર ઘટના છે. અગાઉની ઉજવણી અને આજની ધંધાદારી વ્યવસ્થા વચ્ચે જમીન આસમાન જેટલું અંતર છે.

મારો ઉછેર અમરેલી જિલ્લાના નાનકડા નગર રાજુલામાં થયો હતો. ભાવનગર જિલ્લાના મહુવામાં પણ મારા કુટુંબનો ધંધો રહેણાંક ખરા. ૧૯૫૪માં મહુવામાં વિજળીની વ્યવસ્થા થઈ તેની અસર નવરાત્રીની ઉજવણી પર પડી. અગાઉ મહોલ્લાના કોઈ એક ઘરે કાચ, સિરામીક ટાઈલ્સ કે કાગળ પર માતાજીના વિવિધ સ્વરુપો સાથે દોઢ-બે મીટર ઊંચી લાકડાંની ગરબીને માનપૂર્વક પરિક્રમા ફેરવીને સ્થાપના કરવી તે ઘટના સૌથી મહત્ત્વની. પિત્તળની ગોળી પર દાંડીથી વગાડાતું સંગીત, ઢોલ, તબલા કે પખવાઝની સંગત. ક્યારેક વાંસળી, મંજીરા, ટાઈસોકોટો (જાપાનીઝ તંતુવાદ્ય) વાયોલીન સાથે ઓરકેસ્ટ્રા જેવું વાતાવરણ સર્જવાનો પ્રયત્ન. પિત્તળની ગોળીના તીન તાલે ગરબી ફરતાં પુરુષો અને તાળીના તાલે ગરબા લેતી મહિલાઓ, અમુક કોમમાં ખાસ રાસ, કૂંડો કે આગવા પ્રકારના સમૂહ નૃત્ય સાથે માતાજીની સ્તુતિ અને ભક્તિના પદો સાથે નવરાત્રીની ઉજવણી. શ્રદ્ધાળુઓ ઘરે માતાજીનું સ્થાપન કરીને ઉપવાસ, વ્રત, નિયમો સાથે પૂજા-આરતી કરે ત્યારે સમગ્ર વાતાવરણમાં દિવ્યતા પ્રસરે તેવો અનુભવ થતો હતો. રાજુલામાં ૧૯૫૯માં વિજળી આવી અને તે પણ સાંજે ૭ થી રાત્રે ૧૦ સુધી ડિઝલ જનરેટર ચાલે તેટલા સમય માટે જ. આમ પણ વહેલા વાળુ કરીને ૭-૩૦ થી ૮ વાગ્યા વચ્ચે ગરબાની પૂજા અને આરતી બાદ ગરબા-ગરબી રમાય પણ રાત્રે ૧૦-૧૧ વાગ્યે તો પ્રસાદની વહેંચણી સાથે શેરી કે ચોકમાં યોજેલો આ કાર્યક્રમ આટોપી લેવાય. એથનિક ડ્રેસ (પરંપરાગત વેશભૂષા) તો રોજિંદો પહેરવેશ હતો તેથી નવરાત્રીમાં નવા કપડાંનું મહત્ત્વ ન હતું. તે માટે દીવાળી સુધી રાહ જોવી પડે. અમુક નગર કે મહોલ્લામાં માથે બેડાં મૂકીને, દીવાઓ લઈને કે વિશેષતાવાળા નૃત્યોની આગવી ઓળખ. ફલાણા મંડળની ગરબી, પેલા ટેકરા પરનો રાસ કે શિક્ષણ સંસ્થાના ગરબાની મહત્તા સૌ જાણતા હોય.



દરેક જિલ્લા અને તાલુકામાં વિજળી આવ્યા બાદ સુંદર સ્ટેજ, રોશની, વ્યવસ્થિત સંગીતની વ્યવસ્થા સાથે ગરબાની હરિફાઈ તે ખાસ આકર્ષણ હતું. જો કે ૧૯૮૦ પહેલાં કોઈ કહે કે ગરબામાં ભાગ લેવા માટે પૈસા આપી પાસ લેવો પડે તો તેમને કદાચ મેન્ટલ હૉસ્પિટલમાં દાખલ કરવાનું વિચારે તેવી સ્થિતિ હતી. આ ધાર્મિક-સાંસ્કૃતિક ઉત્સવનું ધંધાદારી સ્વરુપ હજી ૪૦ વર્ષ જૂનું નથી થયું. અગાઉ મંડળો, મહોલ્લાઓ, સોસાયટીના રહીશો આયોજન વ્યવસ્થા કરતા હતાં તેમાં નાણાંકીય સહયોગ નોંધાવનાર માટે વાસણની લ્હાણી થાય તેનું પણ એક વિશેષ મહત્ત્વ હતું.

ટેકનોલોજીના વિકાસ સાથે, ધંધાદારી કુનેહ ધરાવતા 'ઈવેન્ટ મેનેજરો' અને લોકોની વધેલી ખરીદશક્તિના દર્શન નવરાત્રિમાં અચૂક થાય. આ વર્ષે આ દિવસોમાં નોંધપાત્ર કમાણી કરી લેતાં ગાયકો, સંગીતજ્ઞો, ડ્રેસ અને ઘરેણાંના વેપારીઓ, પાર્ટી પ્લોટના સંચાલકો, માઈક અને લાઈટની સેવા પૂરી પાડતા વેપારીઓ સૌ માટે મુંઝવણભરી પરિસ્થિતિ નિર્માણ થઈ છે. દેશ-વિદેશમાં નામના ધરાવતા કલાકારો માટે નવરાત્રી એટલે અતિ વ્યસ્તતાનો સમય. જાણીતા ગાયકો તો એક જ રાત્રે અમદાવાદ અને મુંબઈમાં ચાર્ટર્ડ પ્લેન મારફત પહોંચ્યાના દાખલ પણ નોંધાયા હતાં. ફિલ્મ-નાટક જેવા કલાક્ષેત્રે કરતાં નવરાત્રીના કલાકારોનું જૂથ જુદી જ ઓળખ ધરાવતું હતું. ગાયકો, સાજીંદાઓ અને માઈક-લાઈટ-સ્ટેજના શણગાર સાથે નવરાત્રીની ઉજવણી પ્રભાવશાળી બની છે. શરુઆતમાં માતાજીની આરતીના ગાન સાથે કાર્યક્રમનો પ્રારંભ પણ ઘણી જગ્યાએ રાત્રે ૧૦ થી ૧૧ વાગે થાય. ગીત-સંગીતની રમઝટ વચ્ચે હજારો ખેલૈયા પોતપોતાના જૂથમાં ગરબા કરે. યુનાઈટેડ વેઝ જેવા વડોદરાના ગરબામાં તો હજારો ખેલૈયાનો લય અને તાલ એક હોય અને સમાન ડગલા સાથે પરંપરાગત પોશાકોના આંખે ઉડીને વળગે તેવા રંગો, આભલા, ટીકી અને ઘુઘરીઓથી ઝળહળતા પહેરવેશમાં જુદા જુદા સમુદાયની ભરત કરેલી ટોપીઓની વિવિધતા ગુજરાતના કલા વૈભવને રજૂ કરે છે.



નવરાત્રીની ઉજવણી આ વર્ષે કરવી કે નહીં તેવી અવઢવ ચાલતી હતી ત્યારે સોશ્યલ મિડીયામાં અમુક વ્યક્તિઓ અફસોસ વ્યક્ત કરી હશે કે કોરોનાના કારણે આપણી ભવ્ય ધાર્મિક અને સાંસ્કૃતિક પરંપરાનું પાલન નહીં થઈ શકે. સાવચેતી સાથે ગરબાઓનું આયોજન કરવં જ જોઈએ તેવો અભિપ્રાય આપનારાની સંખ્યા નાનીસૂની ન હતી. આ ચર્ચા દરમિયાન એ વાતનો ઉલ્લેખ જ ન થયો કે આપણી આજની નવરાત્રીની ઉજવણી, પાર્ટી પ્લોટના ગરબા એ હજી માત્ર ૪૦ વર્ષ જૂની પરંપરા છે. પ્રાચીન સમયથી ઉજવાતી મુળભૂત નવરાત્રી રીતે ધાર્મિક અનુષ્ઠાન હતું અને હોવું જોઈએ, ઘણાંને આજની ઉજવણીની આછલકાઈ અને તેના ધંધાકીય ઢાંચાના દૂષણો અંગે આક્રોશ છે.

૨૦૦૩ થી ગુજરાતના તત્કાલિન મુખ્યમંત્રીશ્રી એ નવરાત્રીની રાજ્યકક્ષાની ઉજવણીનો આરંભ કર્યો તે ઘટનાને ૧૭ વર્ષ થયાં યુનિવર્સિટીના વિશાળ મેદાનમાં જે ભવ્ય આયોજન ઉત્સવ સમિતિ કરતી હતી તે આ વર્ષે નહીં થાય તેવો નિર્ણય રાજ્ય સરકારે કર્યો. કોરોનાના ફેલાવાને રોકવા માટે આપણે ઘણું જતું કરવું પડે છે પણ તે સલામતિ માટે ખૂબ જરૂરી છે. કોઈ ડૉક્ટરે તો ગરબા રમવાના આરોગ્ય વિષયક ફાયદાઓ અંગે પણ સંદેશ વહેતો મૂક્યો.



ઉજવણી એટલે ભીડ, ઉજવણી એટલે ઘોંઘાટ, ઉજવણી એટલે ભપકો, ઉજવણી એટલે મનમાની અને ઉજવણી એટલે અન્યની અગવડ તરફ ધ્યાન ન આપવાની આપણી માનસિકતા. પ્રદૂષણ, દુરાચાર, વ્યય અને સમયના નુકશાન સહિત અનેક અનિષ્ટો પેદા કરે છે. કવિ કાલિદાસે કહ્યું તેમ લોકોને ઉત્સવ પ્રિય હોય છે. ઉત્સવથી જીવનમાં આનંદની વૃદ્ધિ થાય તેનાથી રૂડું શું ? પ્રશ્ન એ છે કે ઉજવણીમાં થતી વિવેકચૂક આપણે નિવારીએ તો તેનો આનંદ સાત્વિક હશે. ધાર્મિક તહેવારનો ઉપયોગ લાગણી ભડકાવવામાં થાય અને તે દિવસોમાં પોલીસ તંત્રે રાત-દિવસ ચોકી કરવી પડે તેવી સ્થિતિ સ્વસ્થ સમાજ માટે ગૌરવવંતી તો ન ગણી શકાય. ટેકનોલોજીઓ આપણને અનેક ઉપયોગી સાધનો હાથવગા કરાવ્યા છે પણ તેના વપરાશમાં વિવેકનો અભાવ હશે તો તેના પરિણામો માઠા હશે. કલા કે સંસ્કૃતિ જીવનનો કુદરતી હિસ્સો બની રહે નહીં કે કૃત્રિમ આયોજન દ્વારા આપણે પરંપરાનું પરિવર્તન કરી નાખીએ. ઝાલાવાડના માલધારી સમાજના એક મંડળના કાર્યક્રમ પછી તેના આયોજકોને પૂછયું; "તમારી પાસે આ માલધારી સંસ્કાર વારસો છે તે નવી પેઢી જાળવી રાખશે કે વિરામ પામી જશે ?" આના જવાબમાં જુવાનીયાઓ બોલી ઉઠ્યા; "અમે જે રાસ રમીએ છીએ, ઈ શીખવાની કોઈ નિશાળ નથી. આ તો કુદરતની દેણગી છે. ભરવાડનાં છોકરાંઓને આ કલા વારસો ગળથૂંથીમાંથી જ મળે છે. મીરનું છોકરું રોવે તો ય રાગમાં રોવે એમ અમારા છોકરાં રમે તો ય તાલમાં જ રમે. અમારી આ કલા લુપ્ત થઈ જશે એવી અમને જરાયે બીક નથી. આ કલા વગર જીવતરનો આટલો ઢસરડો અમે કરી જ ન શકવી."

લોકકલાના સંરક્ષક અને સંવર્ધનકાર શ્રી જોરાવરસિંહ જાદવનો પરિચય આપતા શ્રી ઘનશ્યામ ગઢવીએ જે શબ્દો કહ્યા છે તે વિચારવા યોગ્ય છે." આધુનિકતાના અજગરે અનેકને ભરડામાં લીધા. જ્યાં જ્યાં તેના હાથ અડ્યા ત્યાં ટાકર કરી નાખ્યું. અર્વાચીનતાના નામે થતી છેડછાડ અને છેડતીએ વરવાં રૂપ આપ્યા. સરૂપ અને સવળોટાં રૂપોને કુરૂપ કરી નાખ્યા. આ લોકો પણ કેવા ? પંચતંત્રના બ્રાહ્મણના ખભે રહેલા વાછરડીને કૂતરામાં ખપાવી, ગરીબ બ્રાહ્મણનું બ્રેઈનવૉશ કરીને એનું દુઝાણું છીનવી લીધું, થોડા ભણેલા કે અભણોએ, અશિક્ષિતોએ દાટ વાળ્યો. આપણને કોક પછાત કહેશે તો ? આવું ન પહેરાય, આવું ન ઓઢાય, આમ ન બોલાય, આવું ન ખવાય, આ ખોરડો, ઘરેણાં, ગાંઠા, જણસ, ખોરાક, પહેરવેશ, ગીત-સંગીત, લય, મેળાઓ, ભરતગુંથણ અભાગિયાઓવએ કાંઈ બાકી ન રાખ્યું. કંઈ પાછવાળ ન કરી. સાત સાત પેઢીઓની સંપદા, યુગોની ભાષા, આધુનિક વિજ્ઞાને પણ જેની નોંધ લેવી પડે એવી દરેક વ્યવસ્થાને, પરંપરાને આપણે એક ઝાટકે ઉલાળીને આપણી જાતને છિનાળ સાબીત કરી દીધી. ગીતાકારે વર્ણવેલ વર્ણસંકર પ્રજાની છાપ આપણે આધુનિક બનીને છાતીએ ચોંટાડી દીધી."

આજનો પ્રશ્ન નવરાત્રી ઉજવવા સુધી સીમિત નથી. આપણે નક્કી કરવાનું છે કે શું આપણે આપણા અતુલ્ય અને અમૂલ્ય વારસાનું જતન કરી શકીશું કે નહીં ? વિશ્વમાં વકરી રહેલા વિકૃત મૂડીવાદનું જડબું પહોળું થઈને ખૂલી રહ્યું છે, તેના પંજાઓના લાંબા નખો સઘળું ખોતરી નાખવા માટે કટિબદ્ધ છે ત્યારે આપણી વિરાસતની હિફાજત કરવાની શક્તિ નવરાત્રી પર્વે પ્રાપ્ત થાય તેવી માતાજીને સ્તુતિ કરીએ.

# આદિશક્તિ દુર્ગાનું સ્વરૂપ રહસ્ય



- વાઘેલા ભાગ્યશ્રીબા
ફોટોગ્રાફ્સ : દર્શન ત્રિપાઠી

"સૃષ્ટિ મંડાણ છે સર્વ એણી પેરે,
જોગી જોગેશ્વરા કો'ક જાણે" – નરસિંહ મહેતા,

આપણી પૃથ્વી જ્યાં હાલ આપણે વસવાટ કરીએ છીએ, જેને કાર્યસૃષ્ટિ કહેવાય, તેની રચના આજ સુધી એક ગૂઢ રહસ્ય જ છે.

એક તત્વ (મહાતત્વ) જેને 'પ્રકૃતિ' ના નામથી આપણે ઓળખીએ છીએ. આખરે શું છે આ પ્રકૃતિ? સામાન્ય અર્થમાં કહીએ તો સ્વભાવ. ગૂઢ અર્થની જો વાત કરું તો 'અંધકાર'!!! બીજો એક સાવ સામાન્ય અર્થ એટલે સ્ત્રી; વનિતા; નારી; વામા! જેને પણ પ્રકૃતિનું બિરુદ આપ્યાના પ્રમાણ મળે છે. 'સ્ત્રી તત્વ, નારી તત્વ'ને સમજવાના આજ સુધી અનેકાનેક પ્રયત્નો થયા. કિન્તુ પ્રકૃતિ હજુય તેનું માર્મિકપણુ સાચવીને બેઠી છે. વિજ્ઞાન જેને **BIG BANG** નામ આપે છે કે મોટો વિસ્ફોટ થયો અને તેમાંથી ધગધગતા ગોળા સ્વરૂપે પૃથ્વી છૂટી પડી, એ જ પૃથ્વીનો અડધો ભાગ ગણો તો જડ આદિ પદાર્થો તથા તેનો લગભગ પોણો ભાગ જે ગૂઢ ગહન સ્વરૂપે વિસર્જિત થયો જેને **"BLACK ENERGY"** કહી શકાય, જેનો આગળ પણ અંધકાર સ્વરૂપે અર્થ આપેલો.



એ જ મૂળ પ્રકૃતિ! જે દરેક ક્ષણે સ્વમાં વિસ્તરે - તથા જગતનો વિસ્તાર કરનારી પોતાનામાં જ સઘળું સમાહિત કરનારી - જેના ઉદરમાં સમસ્ત સૃષ્ટિ વિદ્યમાન છે, એ જ આદ્યશક્તિ જેને "બ્રહ્મ" એવું નામ પણ આપી શકો (અપવાદ સ્વરૂપે છે કે બ્રહ્મ એટલે ન તો નર, ન તો નારી). જેમ એક 'મા' સર્જન કરે સ્વ બાળકનું, એમ જગત સર્જક તરીકે સાંખ્ય પણ જેને "પ્રકૃતિતત્વ પ્રધાનસ્ય" કહીને સંબોધે એ જ પરાશક્તિ એટલે "દુર્ગા"! જેને દુર્ગ નામના રાક્ષસનો વધ કરનારી દેવી સ્વરૂપે આલેખવામાં આવે છે.

તાજેતરમાં જ દુર્ગાષ્ટમીના પાવન અવસર પર માનનીય પ્રધાનમંત્રીશ્રી દ્વારા પશ્ચિમ બંગાળના પ્રખ્યાત દુર્ગાપૂજા ઉત્સવને લક્ષ્યમાં રાખીને તથા તેના દ્વારા ઉત્તુંગ નારીશક્તિને ઉજાગર કરવા પ્રોત્સાહન રૂપે રાશિફળમાં ફાળવવામાં આવી. જે ભારતવર્ષની મૂળ સંસ્કૃતિ હતી, તેને આજના આવા કપરા યુગમાં ખરું મૂલ્ય પાઠવ્યું. જે ખરેખર જ અતુલનીય છે, એ જ આદિ મહામાયાના સ્વરૂપને આજ નારીતત્વમાં સ્થાપિત જાણી. એ જ શક્તિના અંશ સ્વરૂપે જોવાના સંકેત પણ આપેલા. આવનારી પેઢી માટે આથી વિશેષ કોઈ બક્ષિસ નહીં હોઈ શકે કે આપણી ભાવિ પેઢીને ફક્ત નારીતત્વનું સન્માન કરતા આવડી જાય તો પણ જુગ તરી જશે એમાં કશી નવાઈ નહીં!!!

વિશાળ મહિમા કરું તો, આધ્યાત્મવાદી જેને હેમવતી, વેદાંતી જેને લીલારૂપ, યોગીઓ ચિદ્દશક્તિ (ચિત્ત), પૂર્વ મીમાંસકો ધર્મમંત્ર, સાંખ્ય - સૃષ્ટિકર્તુત્વ તથા વૈષ્ણવ જેને અધિકારરૂપે પૂજે એ જ અનાદિ દુર્ગા! જેટલા અંશ - માપ તથા વિસ્તાર સહ નારીમાં (વિશેષતઃ હૃદયમાં કોમળ અંશ સ્વરૂપે અપવાદ) એટલા જ અંશ - માપને વિસ્તાર લઈ પુરુષજાતમાં પણ આદ્યશક્તિ વિરાજે!!!

મન, બુદ્ધિ અને અહંકારથી પરે રહેલા ચૈતન્યનો અતિ વિસ્તાર છે. એકવીસ હજાર ને છસ્સો શ્વાસોની મહા સામગ્રી તથા બોતેર હજાર નાડીઓની એકમાત્ર પણ જૂજવા રૂપે વિરાજિત એવી અધિષ્ઠાત્રી દેવી!!! (દરેક અંગ પાંગોની દેવી નામ રૂપે અલગ) અને આ જ દેવીનો મૂલતઃ તથા વિશેષ સમાયેલો છે નારીતત્વમાં! કુમારિકા પૂજન મહાત્મ્ય અનુસાર, નવ વર્ષની કન્યાને દુર્ગા સ્વરૂપ ગણવામાં આવી છે.

માણસની ઈચ્છાશક્તિ, કાર્યશક્તિ તથા કારણશક્તિની સ્વામિની! ક્ષુધા, તૃષ્ણા, શૌર્ય તથા ક્ષમારૂપે માનવના અંતઃકરણમાં સદાય વિદ્યમાન રહેનારી દેવી! ભોજથી માંડીને જયસિંહ સુધીના દરેક રાજવીઓએ દેવીને બિરદાવવામાં ક્યારેય પાછીપાની નથી કરી. (ચાલુક્યો આમ તો વિશેષતઃ શિવ ઉપાસક) ભોજની સરસ્વતી ઉપાસના અદ્ભુત હતી, તો રંગીલા રાજસ્થાનના બિકાનેરમાં પણ સરસ્વતીની મૂર્તિ તથા તેમાં શુદ્ધ - પવિત્રભાવથી કંડારાયેલી કોતરણી અદ્ભુત છે.

(વિશેષઃ શિલ્પકાર કોઈપણ પથ્થરને મૂર્તિનું સ્વરૂપ આપવા બેસે તે પૂર્વે કલાશાસ્ત્રમાં તેના માટે ખાસ નિયમો સાથે દર્શાવવામાં આવ્યા છે,

જેમકે ૧) પ્રથમ શરીરશુદ્ધિ મન તથા ચિત્તશુદ્ધિ

૨)અહંકાર ત્યાગ

૩)મૂર્તિ કાર્ય જેટલો સમય ચાલે તેટલો સમય બ્રહ્મચર્ય

૪) સ્તુતિ પૂજા

૫) ચોક્કસ આસનો

૬) પ્રાણાયામ

૭) યોગ આદિ.

ૠગ્વેદકાલીન અથવા કહી શકો તે પૂર્વેથી સરસ્વતી નામની નદી પણ વહેતી, જે હાલ તો લુપ્ત અવસ્થામાં જ છે. શું કારણ હોઈ શકે? કે પછી એક રહસ્ય? ૠગ્વેદ પૂર્ણ થયો ત્યારે એક વખત લુપ્ત થયેલી જણાય. ફરી અથર્વવેદના પ્રારંભે તેના સગડ મળ્યા. પરંતુ, સિંધુકાલના અસ્તિત્વ સુધીમાં ફરી ફરીને તે લુપ્ત થતી જણાય છે.

મુખ્ય ત્રણ દેવીઓ મહાલક્ષ્મી, મહાસરસ્વતી, અને મહાકાલી, જે અલગ-અલગ સમયે પોતાના કાર્યો માટે સદાય અવતરિત/હાજર હોય જ છે. તફાવત એટલો કે આપણી આંખ આડે અસત્યના પડદા હોય, જેના કારણે પરમ્બાનું મૂળ જવલંત સ્વરૂપ આપણે જોઈ નથી શકતા. (આપણે જે પ્રત્યક્ષ છે એને પણ ક્યાં જોઈ શકીએ છીએ!!) દેવીને કનકસમાન તેજોમય કરોડો સૂર્ય ની ક્રાંતિ સમાન કનકામ્બરા, રક્તવર્ણ તથા સો નેત્રોવાળી શતાક્ષી દેવી સ્વરૂપે આલેખવામાં આવી છે. જેને મહિષમર્દિની (મહિષ - ભેંસ) કહીએ.

"ખં" સ્વરૂપે જે આકાશ ગમન કરનારી! "વં" સ્વરૂપે વાગીશ્વરી રૂપ રહેનારી તથા ચારમાસ વિષ્ણુના શેષશયન વખતે જે "હુંકાર" સ્વરૂપે ફરે તે મહાયોગમાયા પણ દુર્ગાના મૂલતઃ સ્વરૂપો! અંતે તો શું લખી શકીએ? આદ્યશક્તિના 'અ' ને જાણવામાં જ આખો જન્મ નીકળી જાય એવી ગિરિનંદીની આદિ મહાશક્તિ પ્રત્યે ભાવ રાખી આપણા જ ઘરમાં આસપાસ નારીતત્વ રૂપે રહેલ શક્તિને ઓળખી જઈએ એ જ ઘણું! અનંતા...

(કવચ સ્વરૂપ વાક્યાંશઃ જાતને અંધકારે રાખી શકાય, અન્યને પણ રાખી શકાય. પણ સત્યને? શક્તિને? સૂર્યને રાખી શકાય?)

"નમો દૈવ્યે મહાદૈવ્યે શિવાયૈ સતતં નમઃ ॥
નમઃ પ્રકૃત્યૈ ભદ્રાયૈ નિયમાઃ પ્રણતઃ સ્વતામ ॥ "



# દિવાળીની શુભેચ્છા



શ્રી કપિલ ઠાકર દ્વારા પ્રકાશિત કરવામાં આવતા અતુલ્ય વારસા દ્વારા આપણી મહામૂલી વિરાસત વિશે સચોટ જાણકારી મળે છે. સંશોધન, સચિત્ર દસ્તાવેજીકરણ અને અન્ય અવશેષોના જિર્ણોદ્ધારના કામ કરી અતુલ્ય વારસા ટીમે ગુજરાતમાં એક નવો ચીલો પાડ્યો છે તે માટે શ્રી કપિલ ઠાકરને હાર્દિક અભિનંદન અને શુભેચ્છાઓ.

– પ્રવીણ ક. લહેરી



જન્મ માનસના સ્મૃતિપટ માંથી વિસ્મૃત થતી કંઈક દાયકાઓથી ધરાતલમાં ધરબાયેલી અને વિલુપ્ત થવાના આરે આવીને ઊભેલી એવી વાવો જેવી અમૂલ્ય, અતુલ્ય સાંસ્કૃતિક ધરોહરને સાદ મસઈ જીર્ણોદ્ધાર કરવાનું ભગીરથ કાર્ય 'અતુલ્ય વારસો' એ હાથ ધર્યું છે. સાથોસાથ રાજ્યના છેવાડાના ખૂણામાંથી, અંતરિયાળ વિસ્તારો માંથી કલા અને સાહિત્યના વિવિધ પાસાઓને ઉજાગર કરતા રહીને કલા સાધના કરતું રહ્યું છે. પ્રકાશ પર્વ નિમિત્તે તેઓની પ્રવૃત્તિઓનો વ્યાપ વધુ ઉત્તરોત્તર સિદ્ધિના સોપાનો ચડતા રહે અને તેઓની કામગીરી દીપી ઉઠે તેવી શુભકામનાઓ. આભાર.

-અનિલ ધામલિયા, IAS



દિવાળીનો પાવન પર્વ એ માત્ર એક દિવસનો તહેવાર નથી પણ એકબીજાને મળવાનો, સમય આપવાનો અને સમુહમાં તહેવારોની ઉજવણી કરવાનો સૌથી મોટો મહોત્સવ છે. સમગ્ર વિશ્વનાં ખૂણે ખૂણામાં વસતા હિંદુ સમાજને એક સૂત્રમાં જોડી રાખતો આ મહોત્સવ મારા, તમારા અને આપણા સૌના માટે ખુબ જ મહત્વનો ઉત્સવ છે. કોરોનાની મહામારી વચ્ચે આપ સૌ યોગ્ય સલામતી સાથે તહેવારની ઉજવણી કરો તેવી શુભકામનાઓ. ટીમ અતુલ્ય વારસોને પણ દિવાળી દરમ્યાન પ્રકાશિત થઈ રહેલ “અતુલ્ય વારસો - દીપોત્સવ અંક” ની ખુબ સારી શુભેચ્છાઓ

-હિમાંશુ સોલંકી,
સુપ્રિટેન્ડેન્ટ ઓફ પોલીસ



દિવાળી, એટલે એ તહેવાર કે જેમાં ઝાઝા બધા ફટાકડા, મીઠાઈ અને ઝાઝી રજાઓની મજા, મિત્રો અને કુટુંબ સાથે માણી શકાય. એક અલગ જ સંપૂર્ણ તહેવાર એટલે દિવાળી. પણ, આ વર્ષે આ દિવાળી એક અજંપા અને સન્નાટા સાથે અને માનવતાના મુલ્યો સાથે ઉજવીશું. એક એવી દીવાળી ને યાદ કરી ને આ દીવાળી ની ઊજવણી કરીશુ કે જેમા નાની નાની અસંખ્ય બાળ સહજ ચેષ્ટાઓ હતી, પણ હા દિપ પુજન તો દર વર્ષની જેમ જ પરંપરાગત રીતે જ થશે.

-તુષાર દેવકુળે

# દિવાળીની શુભેચ્છા



સંસ્કૃતિ, પરંપરા અને કલાત્મકતાના જતન માટે "અતુલ્ય વારસો" હમેશા વિવિધ ફલક પર લોકજાગૃતિ અને સંવર્ધન માટે પ્રવૃતિશીલ રહ્યું છે ત્યારે પરંપરાને જાળવી રાખતા ઉત્સાહ અને ઉજાસના દિપોત્સવી પર્વના વિશેષ અંક માટે શુભેચ્છા પાઠવુ છું.

-રાજેન્દ્ર સરવૈયા, GAS
નિવાસી અધિક કલેક્ટર, જામનગર.



Greetings..!!!!

Diwali, also known as the festival of lights, is all about fireworks, shopping, gorging on sweets, remembering our customs and traditions, decorating the house and praying to Goddess Lakshmi.Diwali is an occasion to let the light of Diyas and candles illuminate not just your home, but your life too... ***like health care workers across the globe have led the fight against covid and illuminated life of many people across all the religions*** ....Let's make this Diwali joyous and bright,Let's celebrate in true sense this festival of light.I wish this Diwali the chapter of your life also gets illuminated and you all find happiness all around you. ***Happy Diwali to all ...!!*** Stay safe & Wear Mask...!!!

Best wishes,
Capt Banshiva N Ladva
Port Officer GMB



મારો ખૂબ ગમતો તહેવાર એટલે દિવાળી, ધનતેરસે જન્મી કદાચ એટલે હશે. નાનપણથી દિવાળીની વિશેષ ઉજવણી દીવા, રંગોળી, ઘર - સુશોભન, ફરસાણ - મીઠાઈમાં દર વર્ષે નવું કરવાની તમન્ના. ફટાકડા ગમે પણ અવાજ વગરના. કુટુંબ - સ્નેહીઓ, મિત્રોમાં નવા વર્ષે ભેટ આપવા - મેળવવાનો અનેરો ઉત્સાહ હજુ બધુ અકબંધ છે. પણ ,અંગત વડીલોની વિદાય પછી ઘણા વર્ષો દિવાળી ઘરને બદલે દૂરસુદૂરના પ્રવાસ દ્વારા ઉજવી. Covid 19 ની દિવાળી પરંપરાગત રીતે જ સંપૂર્ણ સાવચેતી સાથે ઉજવીશું. આપણી ધરોહર એ આપણી પરંપરાઓ તહેવારોની ઉજવણી, અને તે અન્વયે નવી પેઢીમાં તેની પાછળના મૂલ્યો અને પ્રેરક સંદેશાઓનું સંક્રમણ થાય છે. આવો આપણે આપણા અમૂલ્ય વારસાને આ દિવાળીએ દીપ પ્રાગટ્ય સાથે ઉજાગર કરીએ.

-માલતી મહેતા



લાગે છે એ ધમધોકાર તૈયારીઓ સાથેની દિવાળી યાદ તો બહુ જ આવશે આ વરસે. પણ, સમયની દરેક કરવટ કશુંક સારું શીખવી જાય છે એની પ્રતીતિ આ દિવાળી કરાવશે. અમે લઈશું તહેવારોની ઉજવણી ની એકએક પળને પરિવારની સંગાથે ઘરે જ માણવાની મજા, અમે પાડીશું હર્ષોલ્લાસનાં રંગોસભર રંગોળી ની મોજીલી ભાત, અમે પ્રગટાવીશું પાવન પર્વને અજવાળતા પવિત્ર દીવડાઓ ની તેજોમય જ્યોત, અમે અતિથિ સ્વાગતને કાજે હૃદયની ઊર્મિઓ નાં મોણ ઉમેરી બનાવશું તીખા મીઠા ખાનપાન, અમે છેટું રાખી તનનું મન ને મનથી ભેટશું, અમે કપરા કાળની આરપાર સ્નેહની ફુલઝર દીપાવશું, બસ એટલું ચોક્કસ કરીશું કે દિવાળીને બહારથી નહીં અંતરથી ઝગમગાવશું.

કઠીન સમયની આ જ તો ખાસિયત હોય છે કે એ નવી ઉર્જા નવી સમજ નવી રાહ ચીંધી જાય છે. જીવન જીવવાની એક વધુ રીત જે આ સમયમાં શીખવા મળી છે એનો આભાર માની આ દિવાળીએ દેખાડાનો કલેવર કાઢી હૃદયના સાચા ભાવથી સ્નેહીજનો ની સંગે ઘર મેળે નિર્મળ આનંદ લૂંટીશું. સહુ ને દિવાળીનાં તહેવારોની પ્રકાશમય શુભેચ્છાઓ.

-બ્રેનલ ખત્રી

# ગજ અને કેસરી વચ્ચેનું યુદ્ધ દર્શાવતું યુગ્મશિલ્પ

- ધર્મરાજસિંહ વાઘેલા

આ શિલ્પ વાવના કક્ષાસનના ખૂણાનું શિલ્પ છે, જેમાં અંબાડી સહિતનો શણગારેલ ગજરાજ છે અને તેની ઉપર મહાવત બેઠો છે જે એક યોદ્ધા છે. આ ગજરાજ વિશાળતાનું પ્રતીક છે. એક મહાસેન સામે એક કેસરી (સિંહ), જે મહાસાગર જેવી સેનાનો સામનો પોતાના અદમ્ય સાહસ અને શૌર્યથી કરી રહ્યો છે. આ સિંહ એક વીર રાજપૂતનું પ્રતીક છે. આ યુદ્ધમાં તે પોતે હારી જાય છે. તે વીરગતિને વહાલી કરે છે, પણ સિંહની માફક કોઈને શરણે થતો નથી.



આ યુદ્ધનું સંપૂર્ણ વર્ણન આ કક્ષાસનના પટભાગમાં હોવાનું ચોક્કસ રીતે માનવામાં આવે છે, પણ આ કીર્તિને સંપૂર્ણપણે મિટાવવાના પ્રયત્નના ભાગરૂપે આ યુદ્ધપટ્ટને નષ્ટ કરવામાં આવ્યો હશે, પરંતુ સંપૂર્ણપણે મિટાવી શક્યા નહીં. આ શિલ્પ એવી જગ્યાએ છે કે જો એને નુકસાન પહોંચાડવામાં આવે તો સંપૂર્ણ વાવને નુકશાન થાય, માટે ઈતિહાસની સાક્ષી પૂરવામાં આ યુગ્મશિલ્પ બચી ગયું છે.

અજાન..

'અડાલજની વાવનું શિલ્પ-સ્થાપત્ય'

-- સ્તંભનું સૌંદર્ય--

વાવના પ્રવેશ પાસે ચાર સોપાન ચડી, ૨૧ પગથિયાં ઉતરતાં 'રંગમંડપ' (પ્રથમકૂટ) આવેલો છે, જે ૨૮ પૂર્ણ-અર્ધસ્તંભો પર ઉભો છે. ત્યારબાદ દરેક અંતરાલ જોડિયાં ૦૮ સ્તંભો અને બાકીના દરેક કૂટ ૧૨ સ્તંભો પર સ્થાપિત થયેલા છે, પ્રથમ કૂટ એટલેકે રંગમંડપથી વાવમાં જતાં છેલ્લી હારના ૦૨ પૂર્ણ અને ૦૨ અર્ધ એમ ૦૪ સ્તંભો ખૂબ જ અલંકૃત છે. બાકીના તમામ સ્તંભો સાદા પણ ચોક્કસ માપ અને ભાગમાં અદ્ભુત રીતે કંડારેલા છે.

અહીંનું ચિત્ર સદા સ્તંભોજે ૦૬ ભાગમાં વહેંચાયેલા છે એ મુજબ પરથારની પદ્મશીલા, કુંભી, સ્તંભ, ભરણું, સરું અને સરું પર ત્રાંસાને જવા અને તેના પર ચોક્ક્સ માપના શિલ્પથી શણગારેલા આડા પાટડા ગોઠવેલાં છે, એમ આખી વાવ સ્થાપિત થયેલી જણાય છે.

અડાલજની વાવ આપણે જે સામાન્ય નજરે જોઈએ છીએ એવું નથી પરંતુ ખૂબ અલગ અને આશ્ચર્યમાં મુકી દે એવું છે.



# પ્રશ્નોત્તરી

**૧) અશોકના અભિલેખોમાં કઈ લિપિનો પ્રયોગ જોવા મળે છે?**
ગ્રીક અને આરામાઈક    બ્રાહ્મી અને ખરોષ્ઠી    બ્રાહ્મી ગ્રીક અને ખરોષ્ઠી    બ્રાહ્મી, ગ્રીક, ખરોષ્ઠી અને આરામાઈક

**૨) કયો બ્રાહ્મણ ગ્રંથ ઋગ્વેદ સાથે સંકળાયેલો છે?**
ઐતરેય    ગોપથ    શતપથ    તૈતરેય

**૩) વૈદિક સાહિત્યમાં પ્રજાપતિ તરીકે કોનું વર્ણન થયેલું છે?**
કપિલ    નૃસિંહ    વામન    વરાહ

**૪) ભારતમાં કોણે લેખ અને આકૃતિવાળા સિક્કા સૌપ્રથમ વખત ચલાવ્યા હતા?**
શુંગોએ    શકોએ    ઈન્ડો ગ્રીક રાજાઓએ    સાત વાહનોએ

**૫) ઈસવીસનની શરૂઆતની સદીઓમાં ભારતના વિભિન્ન બંદરોએથી નિકાસ થતી મુખ્ય ચીજવસ્તુઓ કઈ હતી?**
મસાલા અને ધાતુઓમાંથી બનાવેલી વસ્તુઓ    કપડાં અને મસાલા    દાસ, કપડાં અને મસાલા    કપડા, મસાલા અને ધાતુઓમાંથી બનાવેલી વસ્તુઓ

**૬) ગુપ્ત કાળમાં ભારતનો ગાઢ સંપર્ક કોની સાથે હતો?**
રોમન સામ્રાજ્ય સાથે    મધ્ય એશિયા સાથે    દક્ષિણ પૂર્વ એશિયા સાથે    ચીન સાથે

**૭) ભારતમાં મળી આવેલા પુરા પાષાણયુગના સાધનો શેનાથી બનેલા હતા?**
સ્ફટિક    શેલખડી    ગોમેદ    ઈન્દ્રગોપમણી

**૮) શિવાજીનું અશ્વદળ કયા નામે ઓળખાતું?**
રસાલા    સર એનોબત    બારગીર    પાગા

**૯) ભારતમાં અંગ્રેજ ઇસ્ટ ઇન્ડિયા કંપનીએ સૌપ્રથમ ફેક્ટરી કયા સ્થળે સ્થાપી?**
મુંબઈ    હુગલી    સુરત    કલકત્તા

**૧૦) કયો રાગ પ્રભાતે ગવાય છે?**
ભૈરવ    દરબારી    જોનપુરી    યમન

**૧૧) જૈન ધર્મનો સિદ્ધાંત દ્રષ્ટિકોણ કયો છે?**
અનેકાંત    અદ્વૈત    આવાગમન    પંચશીલ

**૧૨) આલાર કલામ કોણ હતા?**
બુદ્ધના શિષ્ય    પ્રખ્યાત બૌદ્ધભિક્ષુ    બુદ્ધના ગુરુ    બૌદ્ધ ધર્મ માટે રાજ્ય ત્યાગના શાશક



# "વાવના વિકાસથી ગામનો વિકાસ"
# અભિનંદન ઉવારસદ

ધાર્મિક દ્રષ્ટિએ વાવ બાંધવી એ પૂણ્યનું કામ ગણાતું. સંસ્કૃતનાં સુંદર વિધાન પ્રમાણે

"દસ કુપ સમા વાપી, દસ વાપી સમેસર"

એટલે કે એક વાવ દસ કૂવા બરાબર અને દસ કૂવા એક તળાવ ખોદાવ્યા બરાબર પૂણ્ય આપે છે એમ કહેવાતુ.

જનહિતની ભાવનાથી બાંધવામાં આવતી વાવ પાછળ ધાર્મિક ઉપરાંત સામાજીક હેતુ પણ હતો. વળી, વાવનું બાંધકામ ખુબ ખર્ચાળ હોવાથી રાજાઓ, શ્રેષ્ઠીઓ અને ધનિકો જ તે બંધાવી શકતા. વર્તમાન સમયમાં નવી વાવ બાંધવી તો શક્ય નથી પણ જે હયાત છે તેના વિકાસ માટે પ્રયાસો થતા રહે તે અતિ આવશ્યક છે.

ઉવારસદ ખાતે એક પ્રયાસ ટીમ અતુલ્ય વારસો અને ગ્રામ પંચાયત દ્વારા સંયુક્તપણે કરવામાં આવ્યો હતો જે સફળ રહેતા આજ રોજ તારીખ ૧૯ ઓક્ટોબર ૨૦૨૦ નાં રોજ સવારે ૧૦ કલાકે પૂજાવિધિ દ્વારા મુહુર્ત કરવામાં આવ્યું. આગામી સમયમાં અન્ય જળ સ્થાપત્યોનાં વિકાસ માટે ટીમ અતુલ્ય વારસોનાં પ્રયાસો ચાલુ રહે અને એ માટે ઈશ્વર તરફથી શક્તિ મળતી રહે તે માટે "ઈતની શક્તિ હમે દેના દાતા" પ્રાર્થના કરવામાં આવી.



કપડવંજમાં આવેલી આશરે ૯૦૦ વર્ષ જૂની કૂંડવાવ ને દર દિવાળીએ ગામના લોકો હજારો દિવડાઓથી શણગારે છે. ગ્રામજનો આપણા વારસા અને સંસ્કૃતિને દીપ પ્રાગટ્ય દ્વારા જીવંત રાખે છે. આ દીપ પ્રાગટ્ય દ્વારા તેઓ એકતા અને અખંડિતતાનો સંદેશ આપે છે.

ફોટો - મિતેષ રાણા

# વિક્રમ સંવત ૨૦૭૭ના વર્ષનું રાશિ ભવિષ્ય

- ધાર્મિક પુરોહિત

## મેષ : (અ.લ.ઈ.)



આ વર્ષના પ્રારંભથી શનિ આપના કર્મસ્થાનેથી પસાર થતાં કર્મોમાં ગતિ આપશે. સાથે જ ગુરુ દેવ આપણી રાશિથી ૧૦મા સ્થાન પરથી પસાર થાય છે. તો આ વર્ષે નવા કાર્યોની શરૂઆત સંભવ બને, સાથે જ વાહન-મકાન-મિલકતની લે-વેચમાં ફાયદો થશે. તકનિકી લાઈનોમાં સફળતા તથા જમીન-મકાનના પ્રશ્નો હલ થાય. ભાઈ-ભાંડુ સાથે સારું રહે. પરાક્રમમાં વધારો થતો જણાય અને આર્થિક બાબતે સુધારો આવશે તથા નોકરી-ધંધામાં સફળતા મળશે. દાંપત્ય જીવનમાં મતભેદ રહે જેનાથી સાચવવું અને કોર્ટ-કચેરીના કાર્યોમાં મુશ્કેલી જણાય. અવિવાહિત લોકો માટે યોગ્ય નિર્ણય લઈ શકો. સંતાનોની ચિંતા દૂર થશે. આરોગ્ય માટે વર્ષ સામાન્ય રહે સાથે પ્રેમ પ્રકરણમાં મુશ્કેલી જણાશે. યાત્રા પ્રવાસ એકંદરે સારો રહે. વિદ્યાર્થીને મહેનતનું ફળ જોવા મળે.

## વૃષભ : (બ.વ.ઉ.)



આ વર્ષના પ્રારંભથી શનિ આપના ભાગ્ય સ્થાનેથી પસાર થતા મહેનતનું ફળ મળશે સાથે જ ગુરુ દેવ આપની રાશિથી નવમા સ્થાનમાંથી પસાર થશે, માટે ધર્મનું પાલન કરશો એટલી વધારે સફળતા મળશે. પરંતુ, સતત કાર્યશીલ રહેવું પડશે. વિલંબ બાદ સફળતા જોવા મળે, સાથે જ અવનવી તકો મળશે. આર્થિક પરિસ્થિતિમાં સુધારો આવશે. નવીન રોકાણ કરવાથી લાભ થાય. લગ્નજીવનમાં ઘર્ષણ ન થાય તેનું ધ્યાન રાખજો અને અવિવાહિત માટે વિવાહનો યોગ્ય સમય છે. પ્રેમલગ્નોમાં ખૂબ જ વિચારપૂર્વક આગળ વધવું. સંતાનોની ચિંતા દૂર થાય પરંતુ આરોગ્યની કાળજી રાખવી. નોકરી-ધંધામાં સફળતા મળશે. યાત્રા-પ્રવાસમાં સફળતા, વિદેશ પ્રવાસમાં વિઘ્નોનો સામનો કરવો પડે. ધારેલી સફળતા પ્રાપ્ત કરવા માટે વિદ્યાર્થીઓએ ખૂબ જ મહેનત કરવી પડે. કોર્ટ કચેરીના કાર્યોમાં જાગૃત રહેવું હિતાવહ રહે.

## મિથુન : (ક.ચ.ઘ.)



આ વર્ષની શરૂઆતથી શનિ આઠમા સ્થાનમાંથી પસાર થતા કષ્ટદાયક રહેશે, સાથે જ ગુરુ દેવ આપની રાશિથી આઠમા સ્થાનેથી પસાર થાય છે, માટે કોર્ટ-કચેરીના કામકાજોમાં ધ્યાન રાખવું અને આપણા પુરુષાર્થનું ફળ ન મળતું જણાય. વર્ષ દરમિયાન મગજને શાંત રાખવું અને કોઈની જામીનગીરીમાં ન પડવું. વિના કારણ ચિંતાઓ રહે. મૂંઝવણમાં વધારો થાય. દેવું ન વધે તેનું ધ્યાન રાખજો. ખોટી લાલચોથી દૂર રહેજો. આર્થિક પરિસ્થિતિ સામાન્ય રહે. પતિ-પત્ની વચ્ચે તણાવ રહે. ગેરસમજોથી દૂર રહેવું. સંતાનોના ગૂંચવાયેલા પ્રશ્નોનો ઉકેલ મળશે. આરોગ્યનું ખાસ ધ્યાન રાખવું. નોકરી-ધંધામાં અવનવી તકો મળશે, તે માટે કાર્યશીલ રહેવું પડશે. અવિવાહિત માટે યોગ્ય પસંદગીનું પાત્ર મેળવવામાં વિલંબ બાદ સફળતા મળશે. યાત્રા-પ્રવાસમાં મુશ્કેલી પડશે, સાથે જ વિદ્યાર્થીઓએ સારું પરિણામ મેળવવા સખત મહેનત કરવી પડશે.

## કર્ક : (ડ.હ.)



આ વર્ષની શરૂઆતથી શનિ સાતમા સ્થાનેથી પસાર થાય છે, સાથે જ ગુરુ દેવ આપની રાશિથી સાતમા સ્થાનેથી પસાર થાય છે, ત્યારે આપના દામ્પત્યજીવનમાં સુધારો જોવા મળે અને ગેરસમજો દૂર થાય. કોર્ટ-કચેરીનાં કામકાજોનો ઉકેલ આવશે. નવા રોકાણોથી લાભ થશે. આરોગ્યના પ્રશ્નોનું નિવારણ આવશે. આવકનાં સાધનો ઊભા થશે. આર્થિક પરિસ્થિતિમાં સુધારો આવશે. દેવું ચૂકતે કરી શકો, સાથે જ નાણાંભીડ દૂર થશે. પ્રેમસંબંધોમાં સાવધાની રાખવી. અવિવાહિત માટે મનની મુરાદો પૂર્ણ થાય. સંતાનોના આરોગ્યની કાળજી લેવી. નિઃસંતાન દંપતી માટે સંતાનપ્રાપ્તિનાં ઉત્તમ યોગો છે. આરોગ્યમાં સુધારો જણાશે. નોકરી-ધંધામાં સફળતા મળશે. યાત્રા-પ્રવાસમાં સફળતા મળે. વિદ્યાર્થીર્ગ માટે સારું પરિણામ મળશે. વાહન-મકાન-મિલકત વર્ષ દરમિયાન ખરીદી શકાય.

## સિંહ : (મ.ટ.)



આ વર્ષની શરૂઆતથી શનિ છઠ્ઠા સ્થાનથી પસાર થાય અને ગુરુ દેવ પ્રારંભના પાંચ મહિના આપને શત્રુઓ ઉપર વિજય અપાવશે તથા ખોટા ખર્ચાઓથી સાવધ રહેવું. વાહન ચલાવવામાં ધ્યાન રાખવું. ગુસ્સા ઉપર કાબૂ રાખવો. ખોટા વાદ-વિવાદ ન કરવા. આપના ધારેલા કાર્યો વિલંબ બાદ સફળ થાય. આકસ્મિક ધનલાભ થશે. સાહસથી જ સિદ્ધિ મળશે. આર્થિક સ્થિતિ મજબૂત કરવા માટે ખૂબ જ સારો સમય છે. અવિવાહિત માટે સારું રહેશે. દાંપત્યજીવનમાં સારું રહે. સંતાનોની ચિંતાઓ દૂર થશે. નિઃસંતાન દંપતીઓ માટે ખુશીનો સમય રહે. આરોગ્ય માટે બેદરકારી ન રાખવી, સાથે જ નોકરી-ધંધાનાં પ્રશ્નો હલ થશે. નોકરીમાં નવીન તકો મળે. યાત્રા-પ્રવાસ સારો રહે. વિદ્યાર્થીઓએ આત્મવિશ્વાસમાં ન રહેતા સખત પરિશ્રમ કરવો પડે.

## કન્યા : (પ.ઠ.ણ.)



આ વર્ષની શરૂઆતથી શનિ આપના પંચમ ભુવનમાંથી પસાર થાય છે અને ગુરુ દેવની કૃપાથી નવીન કાર્યો શરૂ થશે સાથે જ ગૃહપ્રવેશનાં યોગો બને. પ્રેમસંબંધોમાં વિયોગ થાય. આર્થિક પરિસ્થિતિમાં સુધારો આવે. આર્થિક સંકડામણો થશે. ખોટાં અને મોટાં ખર્ચાઓ પર કાબૂ રાખજો. દાંપત્યજીવનમાં વાદ-વિવાદથી દૂર રહેજો. કોર્ટ-કચેરીનાં કાર્યોમાં સફળતા મળશે. સંતાનપ્રાપ્તિમાં વિલંબ થતો જણાશે. સંતાનો પ્રત્યે ગેરસમજ ન થાય તેનું ધ્યાન રાખજો. આરોગ્ય એકંદરે સામાન્ય રહે. નોકરી-ધંધામાં સારી સફળતા મળે. બિનજરૂરી યાત્રા-પ્રવાસો ન કરવા અને આરોગ્યની કાળજી રાખવી. ઉચ્ચ અભ્યાસ કરવાવાળા વિદ્યાર્થીઓએ ખૂબ જ મહેનત કરવી પડે.

તુલા : (ર.ત.)



આ વર્ષની શરૂઆતથી શનિ ચોથા સ્થાનેથી પસાર થતાની સાથે જ ગુરુ દેવની કૃપા સાથે જ મનના મનોરથો સફળ થતા જણાય. તબિયતનું ધ્યાન રાખજો. ખોટા-મોટા સાહસો ન કરવા. આર્થિક ચિંતા રહેશે. અકસ્માતનાં યોગો બને. ફસાયેલા નાણાં છૂટાં થશે. ખૂબ જ વિચારપૂર્વક નવું રોકાણ કરવું. ધર્મકાર્યોમાં સફળતા મળશે. આર્થિક સંકડામણો જોવા મળે. મહેનતના પ્રમાણમાં ફળ ન મળે. ખોટા ખર્ચાઓ પર કાબૂ રાખજો. અવિવાહિત માટે યોગ્ય પાત્ર મેળવવા કાર્યશીલ રહેવું પડશે. પતિ-પત્ની વચ્ચે ગેરસમજ ન ઊભી થાય તેનું ધ્યાન રાખજો. સંતાનોનાં પ્રશ્નો ઉકેલવા જાગૃત રહેવું પડશે. નોકરી-ધંધામાં અડચણો રહે. યાત્રા-પ્રવાસમાં આરોગ્યની કાળજી રાખવી. વિદ્યાર્થીઓને મહેનતનું ફળ જોવા મળશે.

વૃશ્ચિક : (ન.ય.)



વર્ષની શરૂઆતથી શનિ પરાક્રમ સ્થાનમાંથી પસાર થાય છે, સાથે જ ગુરુ દેવ આપને અણધાર્યા સાહસો કરાવે અને મહેનતનું ફળ આપશે. ખર્ચના પ્રમાણમાં આવક સારી રહે. માન-પ્રતિષ્ઠા મળશે. વાદ-વિવાદથી દૂર રહેવું. કોર્ટ-કચેરીનાં કામકાજોમાં સફળતા મળશે. અતિવિશ્વાસથી કાર્ય ન કરવું. રોકાણ કરવાનાં યોગો છે. આર્થિક પરિસ્થિતિમાં સુધારો આવશે. શત્રુ વિજેતા ભાઈ-બહેન વચ્ચેનાં મતભેદ દૂર થશે. માંગલિક કાર્યો થાય. દાંપત્યજીવન સુખમય રહે. અવિવાહિતો માટે ઉત્તમ યોગ છે. નિઃસંતાન દંપતીઓ માટે લાભ થાય. સંતાનોની ચિંતા રહેશે. ખાવા-પીવાની બેદરકારીથી આરોગ્ય બગડશે. આરોગ્યની કાળજી લેવી. નોકરી-ધંધા માટે પ્રયત્નશીલ રહેશો. મિલકત પ્રાપ્ત કરી શકશો. લાંબા ગાળાનાં પ્રવાસો થાય. વિદ્યાર્થીઓને ઓછી મહેનતે વધારે ફળ મળશે તો અભ્યાસમાં વધારે ધ્યાન રાખવું. ઉચ્ચ પરિણામ પ્રાપ્ત કરી શકશો.

ધન : (ભ.ધ.ફ.ઢ.)



આ વર્ષની શરૂઆતથી શનિ બીજા સ્થાને પનોતીમાં છેલ્લો તબક્કો હોવાથી આર્થિક ધનનો લાભ અપાવશે સાથે જ ગુરુ દેવની કૃપાથી કોર્ટ-કેસનાં કાર્યોમાં સફળતા મળશે. રૂપિયાની કિંમત સમજાશે. કુટુંબમાં જતું કરવાની ભાવના રાખજો. ગુસ્સા પર કાબૂ રાખજો. સરકારી કામકાજોમાં વિલંબ થશે. આર્થિક વ્યવસ્થા સારી કરી શકો. નવીન રોકાણ કરવાથી લાભ થશે. પતિ-પત્ની વચ્ચે ખોટી ગેરસમજો ઊભી ન થાય તેનું ધ્યાન રાખજો. અવિવાહિતો માટે યોગ્ય પસંદગી કરી શકશો. સંતાનો ગેરમાર્ગે ન થાય તેનું ધ્યાન રાખજો. શેર-સટ્ટાથી દૂર રહેશો. નિઃસંતાન માટે ખુશી રહેશે. એકંદરે આરોગ્ય સારું રહેશે પરંતુ, નાની-નાની આરોગ્યની મુશ્કેલી રહે. નોકરી-ધંધામાં યોગ્ય સફળતા મળશે. યાત્રા-પ્રવાસ સારો રહેશે. વિદ્યાર્થીઓ માટે મહેનતનું ફળ મળશે.

મકર : (ખ.જ.)



આ વર્ષની શરૂઆતથી શનિ મકર રાશિનો હોતા સાડાસાતી પનોતીનો બીજો તબક્કો સોનાને પાયે છાતીએથી પસાર થશે. સાથે જ ગુરુ દેવ આપણા દેહ ભુવનમાંથી પસાર થાય છે, માટે વ્યાજે રૂપિયા ન લાવવા. ખોટી લાલચમાં ન આવી જવાય તેનું ધ્યાન રાખજો. આર્થિક બાબતે મુશ્કેલી રહેશે. નવીન રોકાણ ન કરવા. માન-સન્માન મળશે. વિવાહયોગ્ય જાતકો માટે સારો સમય રહેશે. પ્રેમવિવાહ માટે અનેક મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. શંકા-કુશંકાઓથી લગ્નજીવનમાં મતભેદ ઉભા ન થાય તેનું ધ્યાન રાખવું. સંતાનોની ઈચ્છાઓ પૂરી થશે. સંતાનનો સાથ સહકાર મળશે. આરોગ્ય માટે સાવધાની રાખવાની જરૂર છે. નોકરી-ધંધા માટે અવનવી તકો મળશે. અતિવિશ્વાસથી ધંધો ન કરવો. નાના-મોટા અનેક પ્રવાસો થાય. પાણીથી સાવચેતી રાખવી. યાત્રા-પ્રવાસમાં કાળજી રાખવી. એકાગ્રચિત્તે અભ્યાસ કરશો તો તમારા મનની મુરાદો પૂર્ણ થતી જોવા મળે.

કુંભ : (ગ.સ.શ.ષ.)



આ વર્ષની શરૂઆતથી શનિની સાડાસાતી પનોતીનો પ્રથમ તબક્કો હોવાથી અને ગુરુ દેવ બારમાં સ્થાનમાંથી પસાર થતા હોવાથી કાયદાકીય પરેશાની જોવા મળે. સાથે જ શત્રુઓ આપને ફસાવવાનાં પ્રયત્નો કરશે માટે સાવધાની રાખવી. અકસ્માત થઈ શકે, માટે વાહન ચલાવતી વખતે ખૂબ જ ધ્યાન રાખવું. પતિ-પત્ની વચ્ચે મતભેદ ઉભા ન થાય તે માટે જાગૃત રહેવું. માન-પ્રતિષ્ઠામાં માનહાનિ ન થાય તે જોજો. આર્થિક કટોકટી રહે. વ્યાજે રૂપિયા લેતા પહેલાં સો વાર વિચાર કરજો. નાણાંકીય વ્યવહારની બાબતે નબળું વર્ષ રહેશે. આવક કરતાં જાવકનું પ્રમાણ વિશેષ રહેશે. કુટુંબમાં અણબનાવ રહેશે. કોર્ટ-કચેરીનાં કાર્યોમાં વિઘ્નો આવશે. જતું કરવાની ભાવના રાખશો તો દાંપત્યજીવનમાં થતી મુશ્કેલી દૂર કરી શકશો. સંતાનોની ચિંતા રહેશે. નિઃસંતાન દંપતી માટે સંતાન માટે રાહ જોવી પડશે. આરોગ્ય નબળું રહેશે. નોકરી-ધંધા માટે ખૂબ જ પ્રયત્નશીલ રહેવું પડશે. યાત્રા-પ્રવાસમાં અવરોધોનો સામનો કરવો પડશે. ઉચ્ચ પરિણામ મેળવવા માટે વિદ્યાર્થીઓએ ખૂબ જ પરિશ્રમ કરવો પડશે.

મીન : (દ.ચ.ઝ.થ.)



આ વર્ષની શરૂઆતથી શનિ લાભ સ્થાને થતા હોવાથી, સાથે જ ગુરુ દેવ પણ લાભ સ્થાનમાંથી પસાર થતા હોવાથી અણધાર્યાં લાભ અપાવે. સાથે જ કોર્ટ-કચેરીનાં કામકાજોમાં સફળતા મળે. મિલકતની પ્રાપ્તિ થશે. ખોટી આદતોથી દૂર રહેવું. અપવિશ્વાસુથી ધ્યાન રાખવું. ઉઘરાણીનાં કામો સફળ થશે. પ્રેમસંબંધોમાં અડચણો આવશે. ખોટા ખર્ચાઓ ના થાય તે માટે ખાસ ધ્યાન રાખવું. આર્થિક સંકડામણો દૂર થશે. આર્થિક સ્થિતિમાં સુધારો લાવવા આયોજન કરી શકો. વ્યાજે રૂપિયા લઈ કોઈ ધંધો ન કરવો. પતિ-પત્ની વચ્ચેનાં મતભેદ દૂર થશે. સંતાન સુખ સારું રહે. નિઃસંતાન લોકોએ સંતાનની પ્રાપ્તિ માટે હજુ રાહ જોવી પડશે. સંતાન પ્રત્યે ચિંતા રહેશે. અગ્નિથી ધ્યાન રાખવું. આરોગ્યની કાળજી લેવી જરૂરી છે. નોકરી-ધંધામાં સારી સફળતા રહે. અવિવાહિત વ્યક્તિએ યોગ્ય પસંદગીનું પાત્ર મેળવવા માટે જાગૃત રહેવું પડશે. યાત્રા-પ્રવાસથી લાભ થાય. વિદ્યાર્થીઓ આ વર્ષે ધારેલું પરિણામ મેળવી શકશે.